# બાળનિર્માણની
# વાર્તાઓ ભાગ-૨

લેખક
ડૉ. આશાબહેન એ. શાહ 'સરસિજ'

પ્રકાશક :
**યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ**
**ગાયત્રી તપોભૂમિ, મથુરા.**
ફોન : (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯
મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯
ફેક્સ : (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન :
શાખા અમદાવાદ
ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,
જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩
ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

સુધારેલી આવૃત્તિ ૨૦૧૩ **કિંમત રૂા. ૧૬.૦૦**

# અનુક્રમણિકા

# સુખી શાસન

જુહીરી રાવળ નદીના સામે કિનારે રહેતો હતો. તે જ્યારે પોતાના કુટુંબનો રાજા બન્યો ત્યારે પ્રજા પાસે પેટ ભરીને ખાવાનું પણ ન હતું. મોટાભાગનાં સ્ત્રી-પુરુષો લગભગ ભૂખે-તરસે અમતેમ ફર્યાં કરતાં હતાં. એ જંગલનાં ખેતરોમાં પૂરતા પ્રમાણમાં નહોતું અનાજ પાકતું કે ન ક્યાંય ફળ-ફૂલ થતાં હતાં.

રાજા બનતાં જ જુહીરીએ વિચાર્યું કે ભલે કોઈની પાસે કંઈ ન હોય પણ પેટ ભરીને ખાવાનું તો હોવું જ જોઈએ. પ્રજાનું પાલન કરવાનો રાજાનો ધર્મ છે. જે રાજા આમ કરતો નથી એના રાજ્યમાં લૂંટ તથા ખૂનામરકી જ ચાલે છે.

જુહીરી રાવળે પોતાના રાજ્યના મહેનતુ માણસોને ભેગા કર્યા. બધાએ સાથે મળીને ઘણા દિવસો સુધી કઠોર મહેનત કરીને જંગલની ઝાડી સાફ કરી. જમીનને ઊંડી ખોદીને ખાતર-પાણી નાંખીને ફળદ્રુપ બનાવી. ત્યાર પછી મઠ-બાજરી તથા મકાઈ વગેરેની વાવણી કરી.

જુહીરીએ પોતાનું કામ ફક્ત પોતાના કર્મચારીઓ પર છોડ્યું ન હતું. તે જાણતો હતો કે દરેક પોતપોતાની મરજી પ્રમાણે કામ કરશે. પરંતુ આપણે ધારીએ એવું થાય એમ ઈચ્છતા હોઈએ તો પોતે જાતે જ એ કામમાં લાગી જવું જોઈએ. ખેતીની દેખરેખમાં, નિંદવામાં, ગોદવામાં અને સિંચાઈમાં બીજાની સાથે સાથે જુહીરી પોતે રાત-દિવસ કામ કરવા લાગ્યો હતો. રાજાને જાતે એ પ્રમાણે કામ કરતો જોઈને તેના નોકરોને પણ પ્રેરણા મળતી હતી આથી તે પણ તન-મનથી કામ કરવા



લાગી ગયા.

પરિશ્રમનું ફળ સદાય મીઠું જ હોય છે. જે જેટલા સારા પ્રમાણમાં મહેનત કરતા હતા, તેમની ઈચ્છાઓ પણ એટલી જ સારી રીતે પૂરી થતી હતી. મહેનત કરનારને ભગવાન પણ મદદ કરે છે. એ વર્ષે વરસાદ પણ સારો પડ્યો. પછી તો શું જોઈએ, રાજાનાં બધાં ખેતરો થોડાક જ દિવસમાં ફૂલ્યાંફાલ્યાં.

પોતાની મહેનત સફળ થતી જોઈને જુહીરી અને તેના સાથીઓના આનંદની સીમા ન રહી. સાથીઓએ વિચાર્યું કે આ બધો રાજાનો પ્રતાપ છે. જો તે જાતે ખેતીમાં મહેનત ન કરતો હોત તો આપણને પ્રેરણા પણ મળતી નહિ. એથી બધાંએ વિચાર્યું કે રાજાનું સન્માન કરવું જોઈએ.

પાક કાપીને સુરક્ષિત સ્થાને મૂકયા પછી એના બધા સાથીઓએ મળીને એક ઉત્સવનું આયોજન કર્યું. સમૂહ ભોજનના એ સમયે જંગલના બીજા લોકોને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું. ભીલ, કોળી, કિરાત, શબર, નાગ વગેરેના આગેવાનો પણ હાજર રહ્યા હતા. જ્યારે એમણે જાણ્યું કે જુહીરીએ આખું વર્ષ ચાલે એટલો પાક લીધો છે ત્યારે તેમને નવાઈ લાગી કેમ કે અત્યાર સુધી આ જંગલમાં એક પણ એવો રાજા ન હતો કે જેણે બે માસ કરતાં વધુ ચાલે તેટલું અનાજ પકવ્યું હોય. બાકીના દસ મહિના તેઓ ગમે ત્યાંથી ફળ-ફૂલ, કંદમૂળ ખાઈ લેતા, નહિ તો પછી ભૂખ્યા જ સૂઈ જતા.

શબર વગેરે જાતિના નેતાઓએ જુહીરીનાં ઘણાં વખાણ કર્યાં એમણે ઘણી વધામણીઓ આપી. તેમની ઉન્નતિ માટે



શુભકામનાઓ કરી.

અંતમાં શુભકામનાઓ માટે કિરાતોનો વારો આવ્યો. એમની ઘરડી રાણી ગુલ્લુ બુદ્ધિમાન હોવાથી આખા જંગલના લોકો તેની સલાહ લેતા હતા. ગુલ્લુએ ઊભી થઈને રાજાને હાર પહેરાવ્યો અને બોલી, ''ભાઈ! તમારા ખેતરની પાળ ઊંચી થાય.''

એટલું કહીને તે પોતાના સ્થાને બેસી ગઈ. બીજાઓએ તો ઢગલાબંધ શુભકામનાઓ કરી હતી, પણ તેઓની માફક તેણીએ વખાણ કર્યાં નહિ. એની એ વાતનો ભેદ કોઈ પામી શક્યા નહિ. બધા લોકો એકબીજાનું મોં જોઈ રહ્યા હતા. જુહીરીના મંત્રીએ ઊઠીને પૂછ્યું- ''કાકી! અમે એનો કોઈ



અર્થ સમજી શક્યા નથી.''

ગુલ્લુએ કહ્યું- ''સીધી સાદી વાત છે. ખેતરની પાળ ઊંચી હશે તો એમાં પાણી વધુ રહેશે. પાણી વધુ ભરાતાં પાક પણ વધુ થશે. પાક સારો હશે તો દરેકની ખાવાની ચિંતા દૂર થશે. ખાવાની ચિંતા દૂર થશે તો પછી રાજ્યના વિકાસ માટેની બીજી યોજનાઓ થશે. વિકાસનાં બીજાં કાર્યો થઈ જશે તો રાજ્યની ઉન્નતિ થશે.''

ગુલ્લુ કાકીની એ વાત સાંભળીને બધા ખુશ ખુશ થઈ ગયા. શબર રાજા કહેવા લાગ્યો, ''જુઓ! ''વાત કહેવી એ પણ એક કળા છે. થોડા શબ્દોમાં મોટી વાત કહેવી એ બુદ્ધિની ચતુરાઈ છે. કેમ કે વધુ બોલનારાની શક્તિ ઓછી થવાથી તેનો પ્રભાવ ઓછો થઈ જાય છે.''

જુહીરીએ હાથ જોડીને ગુલ્લુને કહ્યું- ''કાકી, હું હંમેશ માટે એવો પ્રયત્ન કરતો રહીશ.''

ત્યાર પછી બધાએ નવા અનાજમાંથી બનાવેલાં સારાં સારાં પકવાન ખાધાં. પછી બધા મહેમાનો ખુશ થઈને વિદાય થયા.

# ગુણોનો પ્રભાવ

બનારસ શહેરની બાજુમાં એક ઘણું મોટું તળાવ હતું. તે કાયમ પાણીથી ભરેલું રહેતું હતું. એમાં સુંદર કમળો ખીલતાં હતાં. માર્ચ મહિનો હતો. આખું તળાવ કમળોથી ભરાઈ ગયું હતું. તળાવનું પાણી કમળનાં ફૂલ અને પાંદડાંથી ભરાઈ ગયું હતું. કિનારા પર ઊગેલું ઘાસ પણ સુંદર લાગતું હતું. તળાવની

આસપાસ કેટલાંક ઝાડ પણ હતાં, એના પર પક્ષીઓ કિલ્લોલ કરતાં હતાં. માણસો પણ એની છાયામાં આરામ કરતા હતા.

પવનથી કમળની પરાગ દૂર દૂર સુધી ઊડી જતી હતી. એથી ચારે બાજુ ફૂલોની સુગંધી ફેલાઈ ગઈ હતી. એ સુગંધથી અનેક મધમાખીઓ પણ દોડી આવતી હતી અને કમળના ફૂલમાંથી રસ ચૂસતી હતી.

માની નામની એક મધમાખી ત્યાં દરરોજ આવતી હતી. એ જ પ્રમાણે શીલુ નામનો ભમરો પણ રોજ આવતો હતો. બંને એકબીજાને આવતાં-જતાં, ખાતાં-પીતાં જોતાં હતાં. ધીરે ધીરે બંનેમાં મિત્રતા બંધાઈ ગઈ. તે કલાકો સુધી બેસીને કમળમાંથી રસ ચૂસતાં ને અંદરોઅંદર વાતચીત કર્યા કરતાં. જ્યારે સૂર્ય આથમતો તેવો જ શીલુ ફૂલ પરથી ઊડીને જતો રહેતો કારણ કે એનું ઘર ખૂબ દૂર હતું. મધમાખીને એવી કોઈ



મુશ્કેલી નહતી. તળાવની પાસે એક ખેડૂતની ઝૂંપડી હતી અને તેની પાસે એક આંબાનું ઝાડ હતું. મધમાખીએ એના પર પોતાનું ઘર બનાવ્યું હતું. ખેડૂત પણ મધમાખીને ચાહતો હતો.

એક વખત શીલુ ભમરાની પાંખમાં ઘા પડ્યો. માની બોલી, "શીલુ ભાઈ ! તમારું ઘર તો ઘણું દૂર છે. તમારી પાંખમાં ઘા પડી જવાથી તમે ઘેર કેવી રીતે જશો? આજે મારી સાથે ચાલો."

શીલુને એ વાત ગમી ગઈ. તે ધીરે ધીરે ઊડતો ઊડતો માનીની સાથે ચાલ્યો. એનું ઘર આંબાની ટોચ પર હતું. શીલુથી ત્યાં સુધી ઊડી શકાય તેમ ન હતું. તેથી માની બોલી, "તમે અહીં બેસો. હું તમારા માટે મીઠું મધ લાવું છું."

એમ કહીને માની પોતાના ઘરમાં જતી રહી. ભમરો ઝાડ નીચે બેસવા લાગ્યો. ત્યાં આગળ ખેડૂત પણ પોતાના છોકરા



સાથે બેઠો હતો. ભમરાનું સંતુલન બગડી ગયું અને તે ખેડૂતના છોકરા પર પડ્યો. શીલુનો ડંખ એના ગાલમાં લાગ્યો અને લોહી નીકળ્યું. ખેડૂતે રૂમાલથી તેને મારતાં કહ્યું કે ''કોણ જાણે ક્યાંથી અહીં મરવા આવ્યો છે?''

ભમરો ત્યાંથી ઝડપભેર જીવ લઈને નાઠો. એને ઘણું દુઃખ થયું કે જ્યાં જાય છે ત્યાંથી એને નાસવું પડે છે. કોઈ માણસ એને પ્રેમથી બોલાવતું નથી કે એની સાથે નથી વાતો કરતું. ભમરો નિરાશ થઈને તળાવ પાસેના ઝાડ પર જઈને સૂઈ ગયો.

બીજે દિવસે માની એને શોધતી શોધતી ત્યાં આવી પહોંચી. આવતાં જ તે બોલી- ''વાહ મહાશય ! તમે પણ ખરા છો? કાલે તમારે માટે હું ખાવાનું લઈને આવી પણ તમે તો મળ્યા જ નહિ.''

શીલુ ભમરાએ દુઃખી મન સાથે કાલે બનેલી બધી જ વાત કહી. તે બોલ્યો '' માનીબહેન, એક વાત પૂછું તો ખોટું તો નહિ લાગે ને ! '' ''નહિ નહિ કહો શું પૂછવું છે ?'' માનીએ કહ્યું.

''મારામાં અને તમારામાં ઘણી સમાનતા છે. હું કાળો છું. તમે પણ કાળાં છો. મને પાંખ છે, તમારે પણ પાંખ છે. હું ડંખ મારું છું, તમે પણ મારો છો. પણ એવું કયું કારણ છે કે હું જ્યાં જાઉં છું ત્યાં માણસો મને ધિક્કારીને કાઢી મૂકે છે. તમને તો તેઓ ઘરમાં પાળીને રાખે છે. જોવામાં આવે તો હું સુંદર છું પણ મારું આટલુ બધું અપમાન કેમ થાય છે? તમે એક રીતે કુરૂપ છો, છતાં પણ તમને બધા પ્રેમ કરે છે. શા માટે? તમને જ કેમ પાળે છે?'' ભમરો રડવા જેવો થઈને

પૂછતો હતો.

માની થોડી ગંભીર થઈને બોલી, "ભાઈ! તમે સુંદર છો તેથી શું ? તમારી સુંદરતાથી બીજાને શું લાભ છે ? સુંદરતા ક્ષણભર આકર્ષિત કરે. ખરેખર, કાયમનું આકર્ષણ તો ગુણોનું છે. ગુણવાનને સન્માન છે. હું કદરૂપ છું તેથી શું ? મનુષ્યોને કેટલો બધો લાભ આપું છું, એનો તમે વિચાર કર્યો છે ખરો ? હું જે મધ બનાવું છું તે હજારો કામમાં આવે છે. હું ડંખ મારું છું તેથી શું? સમાજના લાભોનો હું વધુ વિચાર કરું છું. તેથી મારી બૂરાઈ ઢંકાઈ જાય છે." ભમરો સમજી ગયો. તે વિચારવા લાગ્યો કે હું કેવી રીતે સમાજને વધુ ઉપયોગી બની શકું.

# ઘમંડનું ફળ

ગંગા, જમના, કાવેરી, ગોદાવરી વગેરે અનેક નદીઓ છલછલ કરતી વહેતી હતી અને સમુદ્રમાં ભળી જતી હતી. સમુદ્ર ધ્યાનપૂર્વક તેમને જોઈ રહ્યો હતો. એણે જોયું કે કોઈ નદીનું પાણી સફેદ છે તો કોઈનું લીલું, તો વળી કોઈનું વાદળી રંગનું. તેણે જોયું કે પાણીના વેગ સાથે મોટા મોટા પથ્થર તણાતા તણાતા આવતા હતા. કેટલાંક વિશાળકાય ઝાડ તણાઈ આવતાં હતાં, તો ક્યાંક ઘાસ-પાંદડાં જોવા મળતાં હતાં. સમુદ્રને એ નદીઓના પાણીમાં બીજા કોઈ સરકટના છોડ ન દેખાયા.

ગંગા જ્યારે પાસે આવી ત્યારે સમુદ્રએ પૂછ્યું, "ગંગાજી! હું જોઈ રહ્યો છું કે તમે બધી નદીઓ ઝાડ, પથ્થરને સામાન્ય રીતે ખેંચી લાવો છો પણ મેં કોઈના પાણીમાં સરકટના છોડ



ન જોયા. તે તમારા રસ્તામાં આવતા જ નથી કે પછી એને તમે નાના મોટાનો ભેદ રાખીને દૂર જ રાખો છો.''

ગંગા બોલી, ''નહીં સ્વામી ! એવું નથી. સરકટનાં તો વનનાં વન અમારા કિનારા પર છે. તેમની સાથે કલાકો સુધી વાતો કરીએ છીએ. સરકટ નાનો છે તેથી શું ? તે ઘણો જ નમ્ર છે, એ જાણે છે કે ક્યારે શું, કેવું કરવું. અમારાં મોજાં જ્યારે કિનારાને તોડી-ફોડીને વહે છે ત્યારે અમારું પાણી સરકટ સુધી પહોંચી જાય છે, તે વખતે તેઓ નમી પડે છે. તે પણ એવી રીતે કે અમારું વહેણ હોય તે તરફ લાંબા થઈ જાય છે. સરકટનાં મૂળ ઊંડાં ઉતરતાં નથી. એને થડ પણ હોતું નથી. છતાં પણ અમે તેમને તાણી શકતાં નથી. જ્યાં અમારું પાણી ઊતરી જાય છે, ત્યાં જ તે ફરીથી રૂઆબભેર માથું ઊંચું કરીને ઊભા થઈ જાય છે. ઝડપથી પવન ફૂંકાતો હોય ત્યારે પણ તે ઝૂકી જાય છે.''

તો પછી આ મોટાં ઝાડ કેવી રીતે ખેંચાઈ આવે છે?

ગંગા કહેવા લાગી કે, ''વૃક્ષો મોટાં અને ઘમંડી હોય છે, એટલે ટટ્ટાર ઊભાં રહે છે. સહેજ પણ નમતાં નથી. અમારું પાણી એના થડ સાથે અથડાય છે ત્યારે તે ઘણા અભિમાનથી કહે છે કે, અરે મોજાંઓ, અહીંથી જાઓ, નહિ તો અથડાઈને ચૂરેચૂરા થઈ જશો. એમને પોતાની મોટાઈનું ભારે અભિમાન છે. એને લીધે તે ખેંચાઈ જાય છે. ઘમંડી હંમેશાં દુઃખી જ થાય છે.''

સમુદ્રે વિચાર્યું કે એવા જ ઉન્નતિ કરી શકે છે જે અભિમાન કરતા નથી. પછી તે રૂપનું હોય, ધનનું હોય કે પછી બળનું હોય. અભિમાન ઘણી જ ખરાબ વસ્તુ છે.

## ચમત્કારી દીપકની કથા

મહાત્મા જીલાનીની કીર્તિ દૂર દૂર સુધી ફેલાયેલી હતી. એમના જેવા વિદ્વાન અને સદાચારી વ્યક્તિ શોધવા છતાં પણ મળી શકે એમ ન હતા. જોવામાં આવે છે કે કેટલીક વ્યક્તિઓ વિદ્વાન તો હોય છે, પરંતુ નૈતિક આચરણની દૃષ્ટિએ ગુણવાન હોતી નથી. તેઓ ભૂલી જાય છે કે જ્ઞાનની શોભા સદાચરણ જ છે. સદાચાર સિવાયનું જ્ઞાન પણ વ્યર્થ છે. પરંતુ જીલાની તેમાં એક અપવાદરૂપ હતા.

એક વખત જીલાનીની પાસે નગરના અનેક જાગૃત સામાન્ય નાગરિકો આવ્યા. એમણે જણાવ્યું કે ''મહાત્માજી આપ મોટા જ્ઞાની છો. આમ પણ તમે ધન્ય છો કે આપનો સમય શ્રેષ્ઠ કાર્યોમાં પસાર થાય છે. તમે પરોપકાર, ઈશ્વરચિંતન અને સદ્ગ્રંથોનો અભ્યાસ કરવામાં લાગ્યા રહો છો. તમારા



જ્ઞાનનો લાભ અમને પણ મળે એવો કોઈ ઉપાય બતાવો.''

જીલાની બોલ્યા, ''પુત્રો, મારી ઝૂંપડીનાં દ્વાર તમારા માટે હંમેશાં ખુલ્લાં છે. તમારે જ્યારે આવવું હોય ત્યારે આવી શકો છો. જે વિષય પર ચર્ચા કરવી હોય તે કરી શકો છો.''

એક વ્યક્તિએ કહ્યું, ''મહાત્માજી ! એ તો સાચું જ છે કે આપનાં પ્રેરણાસભર વચનો અમને સન્માર્ગે લઈ જાય છે. અમારું ઉત્થાન કરાવે છે. પણ અમે રહ્યા ગૃહસ્થી-સંસારી, કુટુંબના ભરણપોષણ માટે સમાજનાં ઉપયોગી કાર્યોમાં અમારો બધો સમય ચાલ્યો જાય છે. અમે ધારીએ ત્યારે તમારી પાસે આવી શકીએ તેમ નથી. માટે અમારી વિનંતી છે કે કૃપા કરીને અમારા માટે કોઈ પુસ્તક લખો જેથી એને અમે ગમે ત્યારે વાંચી શકીએ.''

બધાને આ વાત ગમી ગઈ. જીલાનીએ પણ આ કાર્યનો પ્રસન્નચિત્તે સ્વીકાર કર્યો. જ્ઞાનની ઉપયોગિતા પણ એમાં જ છે કે તે કોઈના કામમાં આવે.

જીલાનીએ નીતિસંબંધી પુસ્તક લખ્યું. રાજાએ એને માટે બધી સગવડો આપી. તેઓ દિવસે ખૂબ જ કામમાં લાગ્યા રહેતાં. મનુષ્યોની સેવા-ચાકરીમાં એમનો વધુ સમય જતો



હતો. તેમનો વિચાર હતો કે પોતાના માટે તો પશુ-પક્ષીઓ પણ જીવે છે. માનવજીવન સાર્થક ત્યારે જ થાય છે કે જ્યારે તે બીજાના કાર્યમાં મદદરૂપ બને. દિવસે જ્યારે કંઈ થોડો સમય મળતો ત્યારે તે પુસ્તક લખવા બેસી જતા. જીલાની ક્યારેય નવરા બેસી રહેતા ન હતા. સમયને વેડફી નાખતા નહોતા. આ બે ગુણો જેનામાં આવે છે ત્યારથી તે હંમેશાં ઉન્નતિ જ કર્યા કરે છે. જીલાની વિચારતા હતા કે વધુ સૂઈ રહેવાથી પણ સમય નકામો જાય છે. એટલું જ સૂવું જોઈએ કે જેટલું શરીર માટે જરૂરી છે. મનુષ્ય ધારે એવી ટેવો પાડી શકે છે. તેઓ રાત્રે ફક્ત ૩ થી ૪ કલાક જ સૂતા હતા અને અડધી રાત્રે જ્યારે

આખી દુનિયા સુઈ જતી હતી ત્યારે ઊઠીને તેઓ પોતાનું કાર્ય શરૂ કરતા હતા. નિત્યકર્મ કર્યા પછી તેઓ અભ્યાસ શરૂ કરતા હતા.

જીલાની સાથે કેટલાક શિષ્યો પણ હતા. તેઓ ગુરુનું ખૂબ સન્માન કરતા હતા. તેમની સેવા પણ કરતા હતા. ગુરુનું દરેક કાર્ય એમના માટે આચરવા યોગ્ય હતું. એમનાં કાર્યો તેઓ ખૂબ ધ્યાનથી જોતા હતા.

એક દિવસ બધા શિષ્યો અંદરોઅંદર વાતો કરતા હતા. વાહિદ બોલ્યો, ''એક વસ્તુ તમે જોઈ !''

''શું ?'' જલાલ મહંમદે પૂછ્યું.

અરે ! એ જ ચમત્કારી દીવો. જ્યારે મહાત્મા જીલાની બેસે છે ત્યારે જ ચમત્કારી દીવો પ્રગટાવે છે. જ્યારે તેઓ વાંચે છે યા પૂજા કરે છે ત્યારે બીજો સામાન્ય દીવો સળગાવે છે.

સાબિર કે જે અત્યાર સુધી મૌન રહીને એમની વાતો સાંભળતો હતો તે બોલ્યો, ''બરાબર છે, હવે વાત સમજમાં આવી કે તેઓ આટલું બધું સારું કેવી રીતે લખે છે. તેઓ જે કંઈ લખે છે તે આપણા મગજ પર સીધો જ પ્રભાવ પાડે છે. એનું રહસ્ય પેલો ચમત્કારી દીવો જ છે.''

''અને એટલે જ તેઓ ઝડપથી લખે છે, આપણે તો એટલા સમયમાં વિચારતા જ રહી જઈએ. જ્યારે કે તેમનું તો આખું પાનું લખાઈ જાય છે.'' અબ્દુલે કહ્યું.

બધા શિષ્યોએ નક્કી કર્યું કે બધા એમની પાસે જઈને ચમત્કારી દીવાની બાબતમાં કંઈક વધારે જાણીએ. સાબિર

અને નાહિર એ બે જણ તો એમ પણ વિચારી રહ્યા હતા કે મહાત્મા પાસે એ દીવો પ્રગટાવડાવીને લખવા માટે આજ્ઞા મેળવીશું. એ પ્રકાશમાં આપણે જે કંઈ લખીશું એ એટલું જ પ્રભાવશાળી હશે જેટલું કે મહાત્માજીનું હોય છે.

જીલાની આ બધું સમજી ગયા હતા. તેઓ બોલ્યા, ''પુત્રો! તમે એ બે દીવાઓનું રહસ્ય સમજ્યા નથી. વાત એટલી જ છે કે જ્યારે હું પુસ્તક લખું છું ત્યારે રાજાએ જે દીવો આપ્યો તે સળગાવું છું, મને લખવામાં કોઈ મુશ્કેલી ન પડે એટલે એમનો દરબારી દીવો, કાગળ, શાહી, કલમ વગેરે આપવામાં આવ્યાં છે. જ્યારે હું મારું પોતાનું કામ કરું છું ત્યારે તે હોલવી નાખું છું,ત્યારે મારા ઘરનું કેરોસીન બળતું હોય એ દીવો સળગાવું છું.''

''આપ આમ શા માટે કરો છો ? રાજાએ મોકલેલ દીવો વધુ સમય સુધી સળગાવશો તો શું નુકસાન થવાનું છે?'' નાહિદે પૂછ્યું.

જીલાનીએ સમજાવ્યું - રાજ્યના કામમાં જ રાજ્યનું ધન ખર્ચાવું જોઈએ. જો એનો ઉપયોગ મારા ખાનગી કામમાં કરું તો તે ચોરી કહેવાય, રાજ્યનો ખજાનો મર્યાદિત હોય છે. એનો પૈસો લોકોપયોગી કામમાં ખર્ચાવો જોઈએ. જે દેશના માણસો રાજ્યનો એક પૈસો પણ પોતાના માટે ખર્ચ કરે છે તે દેશની ઉન્નતિ થતી નથી. માટે જેઓ રાજ્યનું ધન પોતાના માટે ખર્ચે છે તેઓ નિંદાને પાત્ર બને છે.

મહાત્મા જીલાનીની વાત સાંભળીને બધા શિષ્યોનાં માથાં શ્રદ્ધાથી નમી પડ્યાં.

# વિદ્યાની શોભા - સદાચાર

૧૮૮૪ની વાત છે. એ સમયે ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ઘણા પ્રખ્યાત હતા. તેઓ સંસ્કૃત ભાષાના ભારે મોટા વિદ્વાન હતા. એમની કીર્તિનું કારણ ફક્ત એમનું જ્ઞાન જ ન હતું , તેઓ સદાચારી પણ હતા. જેથી તેઓ પોતાની નમ્રતા, પરોપકાર, સચ્ચાઈ વગેરે સદ્‌ગુણોને લીધે દરેકને પ્રિય થઈ પડ્યા. નાનો હોય કે મોટો - ગરીબ કે ધનવાન બધા જ એમને સન્માનતા હતા.

એક વખત કલકત્તાની સંસ્કૃત કૉલેજ માં સંસ્કૃત વ્યાકરણ ભણાવવા માટે એક શિક્ષકની જગ્યા ખાલી હતી. સ્વાભાવિક જ હતું કે કૉલેજના પ્રિન્સિપાલે બધા કરતાં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર તરફ ધ્યાન આપ્યું. એમણે વિદ્યાસાગરને પત્ર



લખ્યો. એમાં એમણે લખ્યું હતું કે તેઓ સંસ્કૃતના અધ્યાપક બને. એનાથી કૉલજનું ગૌરવ વધશે અને અમે તમારા આભારી રહીશું.

ઈશ્વરચંદ્ર માટે આ એક શુભ અવસર હતો. એ પદ ગ્રહણ

કરવાથી એમને ઘણું જ સારું વેતન મળત સાથે જ સન્માન પણ. બધા વિચારતા હતા કે હવે તેઓ કૉલેજમાં ભણાવવા આવશે. પણ એમણે પત્ર મળતાં તે વાંચ્યો અને તરત જ ના લખી દીધી. એમણે લખ્યું હતું કે તમારે વ્યાકરણ ભણાવનાર અધ્યાપકની જરૂર છે, પણ હું માનું છું કે વ્યાકરણ ભણાવવામાં આ શહેરનો લાયક વ્યક્તિ હું નથી. એ વિષયમાં મારા કરતાં લાયક વિદ્વાન મારા મિત્ર તારક વાચસ્પતિ છે. જો આપ એમની નિમણૂક કરી શકતા હો તો મને ઘણો જ આનંદ થશે કે તમે યોગ્ય વ્યક્તિની પસંદગી કરી છે.

કૉલેજના મુખ્ય અધ્યાપક પાસે વિદ્યાસાગરનો પત્ર પહોંચ્યો. તે વાંચીને અધ્યાપકનું માથું શ્રદ્ધાથી નમી ગયું. તેઓ વિચારવા લાગ્યા કે આ વ્યક્તિ કેટલો મહાન છે. એમને પોતાના જ્ઞાનનું સહેજ પણ અભિમાન નથી, તેમજ ખોટું માન અને ધનની લાલચ પણ નથી. જે વિદ્વાન બીજી વ્યક્તિને પોતાના કરતાં મહાન માને તે ખરેખર વિશાળ હૃદયનો હોય છે. ઈશ્વરચંદ્રનો પ્રસ્તાવ કૉલેજની વ્યવસ્થાપક સમિતિએ ખુશી સાથે માની લીધો અને એની જાણ ઈશ્વરચંદ્રને કરી.

મિત્રની નિમણૂકના સમાચાર સાંભળીને વિદ્યાસાગરને ઘણો જ આનંદ થયો, તેઓ તરત જ મિત્રને ત્યાં એ શુભ સમાચાર સંભળાવવા દોડી ગયા.

વાચસ્પતિને કૉલેજમાં પોતાની નિમણૂકના સમાચાર સાંભળીને આશ્ચર્ય થયું અને થવું પણ જોઈએ. એમણે એ હોદ્દા માટે અરજી પણ કરી ન હતી. વિદ્યાસાગરે બધી વાત કહી સંભળાવી. વાચસ્પતિ ગળગળા બની ગયા. તેઓ મિત્રને ભેટી

પડ્યા અને બોલ્યા, "ઈશ્વરચંદ્ર, તને જોઈને મને ગર્વ થાય છે કે આજે દુનિયામાં આવા વિનમ્ર વિદ્વાન છે. પરોપકારી વ્યક્તિ છે. ફક્ત જ્ઞાન હોવું મહત્ત્વનું નથી. વિદ્વાનની શોભા એમના આચરણમાં છે."

## અસફળતાનું રહસ્ય

પ્રાચીનકાળની વાત છે. એક વિદ્વાન સંસ્કૃતના જાણકાર હતા. પોતાની વિદ્યા માટે દૂર દૂર સુધી પ્રખ્યાત હતા. દેશ-દેશાંતરના વિદ્યાર્થીઓ એમની પાઠશાળામાં ભણવા આવતા હતા. એ પાઠશાળામાં જે વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા તેઓ પણ જ્ઞાની બની જતા હતા. એનું કારણ એ હતું કે ગુરુજી ઘણી જ કાળજીથી વિદ્યાર્થીઓને ભણાવતા હતા. તે બધાનું ધ્યાન રાખતા હતા.

એ આશ્રમમાં વોપદેવ નામનો એક વિદ્યાર્થી હતો. એના માતાપિતાએ વિચાર્યું હતું કે તે આશ્રમમાં રહીને સદાચારી બનશે. પરંતુ વોપદેવનું મન ભણવામાં લાગતું ન હતું. ગુરુ જ્યારે વર્ગમાં ભણાવતા હોય ત્યારે તે બહાર જોયા કરતો હતો. તો ક્યારેક કોઈ મિત્ર સાથે વાતો કર્યા કરતો હતો. તેણે વિચારી લીધું હતું કે મારા ભાગ્યમાં વિદ્યા છે જ નહીં.

ગુરુજીને ઘણું દુ:ખ થતું હતું કે વોપદેવ જો મહેનત નહીં કરે તો ભોટ જ રહી જશે. એમણે વોપદેવને ઘણી વખત સમજાવ્યો કે ભાઈ ! મનુષ્યનું ભાગ્ય એવું જ બની જાય છે, જેવું તે કાર્ય કરે છે. વિદ્યાર્થીજીવન જિંદગીનો સોનેરી સમય છે. તું આ સમયમાં જેટલી મહેનત કરીશ એટલો જ મહાન



બનીશ. પણ વોપદેવની સમજમાં ગુરુજીની વાત આવી નહિ. એણે તો કામમાં પણ જીવ ચોરવાનું શરૂ કર્યું. ' નવરા બેઠા નખ્ખોદ વાળે ' એમ વોપદેવ પણ આખો દિવસ કંઈને કંઈ ઉદ્ધતાઈ કરતો રહેતો. એક દિવસે વોપદેવે હરણીના નવજાત બચ્ચાને સંતાડી દીધું. હરણી ચારે બાજુ ફરી ફરીને થાકી. બાળકને શોધતાં શોધતાં વ્યાકુળ બની ગઈ. શોધ કરતાં કરતા છેવટે કુટિરમાંથી સંતાડેલું બચ્ચું મળ્યું. તપાસ કરતાં આ પરાક્રમ વોપદેવનું છે, એમ બહાર આવ્યું.

ગુરુજી પાસે એ બધી વાત આવતાં એમને ખૂબ ગુસ્સો આવ્યો. વોપદેવ એક તો ભણતો નથી અને બીજું પ્રાણીઓને હેરાન કરવાનું શીખ્યો છે. આખો દિવસ ઊલટાં કામ કર્યા કરે

છે. એમણે વોપદેવને ખૂબ ધમકાવ્યો અને આશ્રમમાંથી કાઢી મૂક્યો.

ગુરુજીની ધમકીથી વોપદેવને ઘણું લાગી આવ્યું. તે દુ:ખી થઈને આશ્રમમાંથી બહાર નીકળી ગયો. તે વિચારતો હતો કે શું કરું ? ક્યાં જાઉં ? આટલો બધો ક્રોધ એમણે ક્યારેય કર્યો નથી. એને એમ પણ થયું કે ગુરુજીની માફી માંગીને કહું કે હવેથી હું મહેનત કરીને ભણીશ. પણ તરત જ તે વિચારવા લાગ્યો કે ભણતર ખૂબ મુશ્કેલ છે. ભણવું લખવું એ મારું કામ નથી. હવે તો હું ઘણો જ પાછળ રહી ગયો છું



અને બધા આગળ વધી ગયા છે. જેથી બધા મને 'મૂર્ખ' કહીને પજવે છે.

વિચાર કરતો કરતો તે ચાલ્યો જતો હતો. એકાએક તેને તરસ લાગી. વડના વૃક્ષ નીચે એક કૂવો હતો. ત્યાં ઘણી સ્ત્રીઓ



પાણી ભરી રહી હતી. વોપદેવ ત્યાં પહોંચ્યો અને થોડું પાણી માંગ્યું. પાણી પીધા પછી એણે જોયું કે કૂવાની ધાર પર કેટલાક ખાડા છે. ત્યાં ખાડા કેવી રીતે પડ્યા તે એને ન સમજાયું. એણે એક સ્ત્રીને પૂછ્યું, ''માતાજી ! પથ્થરમાં આ ખાડા કેવી રીતે પડયા ? ''

એ સ્ત્રી બોલી '' અમે બધા ઘડો બાંધીને પાણી ખેંચીએ છીએ અને વારંવાર ત્યાં ઘડા મૂકીએ છીએ એથી ત્યાં ખાડા પડી ગયા છે.''

આ વાતથી વોપદેવના મન પર ઘણો પ્રભાવ પડ્યો. તે કેટલીય વાર ત્યાં ઊભો ઊભો વિચારવા લાગ્યો.

એ સ્ત્રીએ એને ફરીથી પૂછ્યું ''બેટા ! તું ઘણો જ ઉદાસ દેખાય છે. શું વાત છે ? અત્યારે રાત પડવા આવી છે. છતાં આમ એકલો કેમ ઊભો રહ્યો છે? તારે ક્યાં જવું છે ?''

એ સ્ત્રીની સ્નેહભરી વાણી સાંભળીને વોપદેવની

આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. એણે બધી જ વાત કહી કે ગુરુએ મને કેવી રીતે આશ્રમમાંથી કાઢી મૂક્યો છે. બધી વાત સાંભળીને પેલી સ્ત્રીએ સમજાવ્યો કે "ભાઈ! દુનિયામાં એવું કયું કાર્ય છે કે જે કાયમના અભ્યાસથી અને ખંતથી પૂરું ન કરી શકાય. આ માટીનો ઘડો જો. ક્યાં માટી અને ક્યાં આ પથ્થર. બંનેની સરખામણી થાય ખરી ? પરંતુ દરરોજના અભ્યાસથી



માટી પથ્થરમાં પણ ખાડો પાડી દે છે. તું પણ દરરોજ એ પ્રમાણે મહેનત કરે તો વિદ્વાન બની શકે છે."

"પણ મારા મિત્રો મૂર્ખ કહીને મારી મજાક કરે છે મને

હેરાન કરે છે.''

''ખીજવશે નહીં ! એ લોકો કેટલા બધા આગળ વધી ગયા છે. તેં જીવનનાં ત્રણ વર્ષ નકામા ગુમાવ્યાં છે. સમય ઘણો કીમતી હોય છે. જે એને ગુમાવે છે તે પોતે પણ દુ:ખી થાય છે. તું હમણાં જ જા અને ગુરુજીની માફી માંગ અને કાળજીથી અભ્યાસ કર. એમાં જ તારું કલ્યાણ છે.''

સ્ત્રીની વાત સાંભળીને વોપદેવ ચાલી નીકળ્યો. આખા રસ્તે તે વિચારતો રહ્યો કે પથ્થર ઘણો મજબૂત હોય છે છતાં પણ ઘડાએ એના પર ખાડો પાડ્યો. સાથીદારો કહે છે કે મારી બુધ્ધિ પથ્થર જેવી છે. જેમ પથ્થરમાં ખાડો પડી જાય છે એમ મારી સમજમાં ભણતર કેમ ઉતરતું નથી. સ્ત્રીએ કહ્યું છે કે રોજ રોજના અભ્યાસથી ઘડાએ પથ્થરમાં ખાડો પાડ્યો છે. હું પણ મન લગાવીને ભણીશ તો ગુરુજીની વાતો જરૂર સમજાશે. અત્યાર સુધી તો હું એટલા માટે પાછળ રહી ગયો કે ભણવામાં મન લાગતું ન હતું એટલે ભણતર મને અઘરું લાગતું હતું. હવે હું સાચા મનથી ભણીશ. ક્યાં સુધી તે મને સમજાશે નહિ ?

વિચાર કરતો કરતો તે પાઠશાળામાં આવ્યો અને ગુરુજીનાં ચરણોમાં નમી પડ્યો. રૂંધાયેલા કંઠે બોલ્યો ''ગુરુદેવ! હું અજ્ઞાની છું. મને ક્ષમા આપો. આપની વાત ન માનીને મેં મારો સમય ગુમાવ્યો છે. હવે હું કાળજી રાખીને ભણીશ.''

એની વાત સાંભળીને ગુરુજીને આનંદ થયો અને ભેટી પડ્યા. વોપદેવે ફરીથી પૂછ્યું કે ગુરુજી, ''માટીનો ઘડો પથ્થરમાં ખાડો પાડે છે તો શું હું રોજ રોજ ભણીને વિદ્વાન બની શકીશ

ખરો !''

''હા, હા, કેમ નહીં બને ? જે દરરોજ મન લગાવીને કામ કરે છે તેમાં તેને જરૂર સફળતા મળે છે. મોટાં મોટાં કામ પણ પૂરાં કરી શકે છે.''

એ દિવસથી વોપદેવે ભણવાનું શરૂ કરી દીધું. થોડા જ સમયમાં તે પોતાની લગનથી વિદ્વાન બની ગયો. એવું કયું કામ છે, જેને પૂરું કરવાનો પ્રયત્ન કરવામાં આવે અને તે પૂરું ન થાય ?''

વોપદેવે સંસ્કૃતના વ્યાકરણની રચના પણ કરી છે જેનું નામ છે - 'મુગ્ધ બોધ'. એમાં એણે ઘણી સરળ અને સહેલી રીતે સંસ્કૃત ભાષાનું જ્ઞાન કરાવ્યું છે. આજે પણ તે પોતાના એ પુસ્તક માટે પ્રખ્યાત છે.

દરરોજના અભ્યાસથી - મહેનતથી બધાં કાર્યોમાં સફળતા મળે છે. વોપદેવની કથા આપણને એમ શીખવે છે કે, વ્યક્તિ જન્મથી મહાન હોતો નથી, પરંતુ કર્મથી-મહેનતથી અને ગુણથી મહાન બને છે.

# સાચી મિત્રતા

યમુના નદીના કિનારે એક ઘણું મોટું જંગલ હતું. એમાં જાતજાતનાં ઝાડ ઊગ્યાં હતાં. આંબા, બાવળ, વડ, પીપળો વગેરે. એના પર અનેક પક્ષીઓ રહેતાં હતાં.

આંબા પર એક કોયલ રહેતી હતી. એનું નામ હતું ચિત્રા. તે ઘણું જ મીઠું ગીત ગાતી હતી. પોપટ, મેના, કાગડા, કબૂતર વગેરે ઘણાં પક્ષીઓ સવારથી સાંજ સુધી કામમાં વ્યસ્ત રહેતાં



હતાં. જ્યારે બપોરે તેઓ થોડો આરામ કરતાં હોય ત્યારે એ સમયે ચિત્રા એમનું મનોરંજન કરતી હતી.

ચિત્રામાં બીજો એક ઘણો મોટો ગુણ હતો. તે હતો બધાંને મદદ કરવાનો. એકવાર લીલા પોપટનો પગ તૂટી ગયો ત્યારે સાત દિવસ સુધી નીતુ શિયાળને ત્યાંથી એને માટે દવા લાવીને સેવા કરતી રહી. જે કોઈ માંદું પડે તેની સેવા કરવા ચિત્રા તૈયાર રહેતી. એકવાર કબૂતરને તાવ આવ્યો ત્યારે તેની દવા પણ એણે જ કરાવી હતી. આથી બધા એને ઘણો જ પ્રેમ કરતા.

એક વખતની વાત છે. નદીના સામે કિનારેથી એક સાબર એ જંગલમાં આવ્યું. ચકલી, કબૂતર, મેના બધાએ કીકીયારી કરીને એનું સ્વાગત કર્યું. સાબર ઝાડ પર બેઠેલાં બધાં પક્ષીઓને

એકવાર જોયા પછી મોં ફેરવીને ચાલી નીકળ્યું. ત્યાંથી તે નદીકિનારે આવીને લીલા ઘાસમાં બેસીને આરામ કરવા લાગ્યું.

એનો એ વ્યવહાર બધાં પક્ષીઓને ઘણો ખરાબ લાગ્યો. કબૂતર બોલ્યું, ''આ તે કેવું ? આપણા સ્વાગતનો જવાબ પણ ન આપ્યો'' પોપટ બોલ્યો, ''અરે ઘમંડી હશે, એટલે જ મોં ફેરવીને ચાલ્યું ગયું''

મેના બોલી, ''એ આપણો મહેમાન છે. ચાલો આપણે ફરથી એકવાર એનું સ્વાગત કરીએ.'' પછી તેણે ચિત્રાને કહ્યું,



''ચિત્રાબહેન'' તમે સાબરભાઈના સ્વાગતમાં સુંદર ગીત ગાઓ. એટલે ચિત્રા મીઠા અવાજથી ગાવા લાગી.

''મોટા દાદા, તમારું સ્વાગત કુહુ કરીને કરીએ, બધાં પક્ષી આજે કુહુ, આ ઘર પણ સમજો કુહુ, આપણે બધાં હળીમળીને રહીએ, કુહુ.'' પણ સાબર પર એનો કોઈ પ્રભાવ ન પડ્યો. તે વિચારતું હતું કે હું તો મોટો છું, મોટા ઘરનો છું. આ નાનાં નાનાં પક્ષીઓ સાથે કેવી રીતે મિત્રતા બાંધું? તરત જ ત્યાંથી છલાંગ મારતું જંગલમાં ચાલ્યું ગયું.

ચિત્રાને ઘણું ખરાબ લાગ્યું. પહેલાં તો એને ગુસ્સો આવ્યો પણ પછી એણે વિચાર્યું કે એ તો એના માતાપિતાની ભૂલ છે, કે એને સારો વ્યવહાર કરવાનું ન શીખવ્યું. ચિત્રાએ નક્કી કર્યું કે હું એને સારો વ્યવહાર કરવાનું શીખવીશ.

એ જંગલ ઘણું હર્યુંભર્યું અને સુંદર હતું. ત્યાં ખાવાનું પણ ઘણું જ મળતું હતું. એટલે સાબરભાઈ ત્યાં રોજ જતા. પણ તે કોઈની સાથે બોલતા ન હતા. એકલું વૃક્ષોમાં શિંગડાં અથડાવતાં હરતુંફરતું હતું. કબૂતર, મેના, પોપટ કોઈ પણ એની સાથે બોલવાનો પ્રયાસ કરતું ન હતું. એવી રીતે ચિત્રા પણ બોલતી ન હતી. પરંતુ એનું આવવું ચિત્રાને સારું લાગતું હતું. તે કલાકો સુધી એના શિંગડાં અને કૂદકાને દેખ્યા કરતી હતી.

એક દિવસ અચાનક જંગલની શાંતિમાં ભંગ પડ્યો. ખટ ખટ અને ધાંય ધાંયના અવાજ સંભળાવા લાગ્યા. પોપટ, કબૂતર વગેરે બધાં ગભરાઈ ગયાં. તેઓ પોતાની પાંખો ફફડાવીને એક ઝાડ પરથી બીજા પર જઈને બેસવા લાગ્યાં.

એટલામાં કાગડો દોડતો દોડતો આવ્યો અને બોલ્યો, ''નાસો, અહીં બે શિકારી આવી રહ્યા છે. એમની પાસે બંદૂકો પણ છે. આપણને બધાંને મારી નાંખશે.''

કાગડાની વાત સાંભળતાં જ બધાં પોતપોતાના માળા છોડીને નદીના સામે કિનારે પહોંચી ગયાં.

રસ્તામાં ચિત્રાએ જોયું કે સાબર દોડતું દોડતું જંગલમાં જઈ રહ્યું છે. ચિત્રાએ બૂમો પાડી કે, ''દાદા, ત્યાં ના જશો. શિકારી છે. વીંધી નાખશે.''

સાબરને એવી ટેવ જ હતી, પક્ષીઓને જોઈને પણ જોયું ન જોયું કર્યું. ચિત્રા હજુ પણ જોઈ રહી હતી અને સાબર દોડતું-કૂદતું આગળ જતું રહ્યું. ચિત્રાની પૂરી વાત પણ એણે ન સાંભળી.

જંગલમાં જતાં જ સાબરે શિકારીઓને જોયા. હવે તે બધી વાત સમજ્યું. તે ઝડપભેર ત્યાંથી નાઠું અને પાછું વળીને જોયું પણ નહિ. પણ શિકારીઓ એને નાસતાં જોઈ ગયા હતા. શિકારીઓ પછી તો એની પાછળ જ પડ્યા.

સાબર વૃક્ષોના ઝુંડમાં થાકી જવાથી છુપાઈ ગયું. છેવટે એક ગોળી આવી અને એના પગમાં વાગી. તે બેભાન થઈને ખાડામાં પડી ગયું.

શિકારીઓ પોતાના શિકારને શોધતાં શોધતાં ત્યાં આવ્યા. એમણે ચારે બાજુ જોયું પણ કંઈ દેખાયું નહિ. ગાઢ ઝાડી અને પર્વતની ટેકરીઓમાં પણ સાબર દેખાયું નહીં. નિરાશ થઈને શિકારીઓ પાછા ગયા.

રાત પડવા છતાં સાબર પાછું ન આવ્યું. ત્યારે આંબા પર બેઠેલી ચિત્રાને ચિંતા થઈ. એકવાર એના મનમાં એમ પણ થયું કે સાબર આપાણી સાથે બોલતું ન હતું તો પછી શા માટે એની ચિંતા કરવી જોઈએ. પણ તરત જ એણે વિચાર્યું કે આપણે બધા જીવજંતુઓએ હળીમળીને રહેવું જોઈએ. એક-બીજાની સેવાચાકરી કરવી જોઈએ. ઊંઘ ભરી આંખો સાથે ચિત્રાએ આળસ ખાધી અને પાંખો ફફડાવી જંગલ તરફ ઊડવા લાગી.

રાતની ચાંદની ફેલાયેલી હતી. બધું જ સાફ દેખાતું હતું. ચિત્રાએ નદીકિનારે ઝાડ નીચે લીલા લીલા ઘાસ પર, ઝાડીમાં ફરી ફરીને સાબરને શોધ્યું પણ ક્યાંય દેખાયું નહિ. છેવટે નિરાશ થઈને ચિત્રા ઊડવા લાગી. ઝાડી વચ્ચે થઈને તે ઊડી રહી હતી ત્યારે એની નજર જ્યાં સાબર પડ્યું હતું ત્યાં પડી. તરત જ નીચે ઊતરીને જોયું તો સાબર બેભાન છે. એ પોતાની ચાંચમાં નદીમાંથી ત્રણ-ચાર વખત પાણી ભરીને લાવી અને તે સાબરના મોંમાં રેડ્યું ત્યારે સાબરને કંઈક ભાન આવ્યું.

આંખો ખોલીને જોતાં ચિત્રાને પોતાની સામે જોઈ. સવારની વાત એને સાંભળી આવી. તરત જ એની સમજમાં આવ્યું કે, આ જ કોયલ મને મદદ કરી રહી છે જેની સાથે હું વાત પણ કરતો ન હતો. સાબર ગળગળું થઈ ગયું. તેની આંખમાં આંસુ આવી ગયાં.

''હમણાં જ આવું છું દાદા,'' એમ કહીને ચિત્રા ઊડી ગઈ. થોડીવારમાં પાછી આવી ત્યારે એની ચાંચમાં લીલું ઘાસ હતું. ''સવારના ભૂખ્યા છો, લો ખાઓ.''

સાબરને ભૂખ તો લાગી જ હતી. તે જલદી જલદી ખાવા લાગ્યું. છેવટે એનાથી ન રહી શકાયું. તેણે પૂછ્યું, ચિત્રાબહેન, એક વાત બતાવો, તમે મને શા માટે મદદ કરો છો? હું તો તમારી સાથે બોલતું પણ ન હતું. સવારે પણ મેં તમારી વાત ન સાંભળી.

ચિત્રા હસીને બોલી, ''ભાઈ, આપણે એકબીજાના કામમાં આવીએ. બીજાને મદદ કરી શકીએ. એમાં જ જીવનની સાર્થકતા છે. જેઓ ફક્ત પોતાના માટે જ જીવે છે તેઓ ઘણા

નીચ છે.''

સાબર સમજી ગયું કે ખરેખર, આપણને બધાંને એ જ ઈશ્વરે બનાવ્યાં છે. આપણે બધાં ભાઈ-બહેન છીએ. બધાંએ હળીમળીને રહેવું જોઈએ.

લગભગ અડધી રાત વીતી ગઈ હતી. ચિત્રાએ સાબરને સૂવા માટે કહ્યું અને પોતે આંબા પર પોતાના માળામાં ચાલી ગઈ. બીજા દિવસે યમુના નદીની બીજી પારથી બધાં પક્ષીઓ પણ આવી ગયાં.

હવે સાબર, પોપટ, મેના, કબૂતર, કાગડો બધાં પ્રેમથી વાતો કરે છે. કોઈને સાબર માટે ફરિયાદ રહી નથી. ચિત્રા નીતુ શિયાળને ત્યાંથી દરરોજ દવા લાવીને સાબરની દવા કરે છે. હવે સાબરની પાકી બહેનપણી બની ગઈ છે. બંને આંબાના ઝાડ નીચે બેસીને વાતો કરે છે.

## ઝઘડાનું પરિણામ

જંગલમાં અનુ નામનો એક સસલો રહેતો હતો. એક વાર એણે વિચાર્યું કે ઘરના આંગણામાં બગીચો બનાવવો જોઈએ.

એનાથી લીલોતરી પણ રહેશે અને ખાવાનું પણ મળશે.

અનુએ ઘણી મહેનત કરી અને બગીચો બનાવ્યો. બકરી માસી પાસેથી ઘાસ લાવીને ઉગાડ્યું. ગાય દાદી પાસેથી ગાજર, મૂળા લઈ આવ્યો. ચંચળ ખિસકોલી પાસેથી ફૂલોના છોડ લાવીને રોપ્યા. ભેંસ કાકી પાસેથી ઘઉં લાવીને વાવ્યા અને જાતજાતનાં ફૂલ ઉગાડ્યાં.



સસલો આખો દિવસ ઘણી મહેનત કરતો હતો. દિવસ ઉગતાં જ કામે લાગી જતો. ડોલ વડે નદીમાંથી પાણી લાવીને છોડને પીવડાવતો. બપોરે નીંદવાનું કામ કરતો પછી બગીચામાં મૂકેલા બાંકડા પર બેસી રહેતો. ચકલીઓ અને ઉંદરથી બગીચાનું રક્ષણ કરતો રહેતો.

આમ થોડા દિવસોમાં અનુ સસલાનો બગીયો હર્યોભર્યો અને સુંદર બની ગયો.

અનુ સસલાનો બીજો એક ભાઈ હતો. એનું નામ કનુ હતું. તે એની પડોશમાં જ રહેતો હતો. તેણે અનુનો બગીચો જોયો. એનું મન લલચાયું. એથી કનુએ પણ પોતાના ઘર પાસે એવો જ બગીચો બનાવ્યો.

અનુ અને કનુ પોતાના બગીચામાં બાંકડા પર બેસતા, પણ તેઓ એકબીજા સાથે બોલતા ન હતા આથી બંનેમાં લડાઈ થઈ. એમણે બગીચા વચ્ચે એક દીવાલ બનાવી લીધી.



એક દિવસ સવારની વાત છે. અનુ પોતાના બગીચામાં પાણી પાઈ રહ્યો હતો. કનુ ફળ તોડીને ટોપલીમાં મૂકતો હતો. એક કાગડો ઊડતો ઊડતો આવ્યો અને દીવાલ પર બેઠો. કનુની ફળોથી ભરેલી ટોપલી જોઈને એનું મન લલચાઈ ગયું.

કાગડાએ વિચાર્યું કે કોઈ એવો ઉપાય કરવો જોઈએ કે જેથી પોતાને પણ કંઈક ખાવા મળે.

એકાએક કનુનું ધ્યાન કાગડા તરફ ગયું. કા-કા કરીને કાગડાએ નમસ્કાર કર્યા.

''નમસ્તે, ભાઈ'' કનુએ કહ્યું અને પૂછ્યું, ''તમે અમારા દેશના તો લાગતા નથી. કંઈ બહારથી આવ્યા છો કે શું?''

''હા, હું તમારા પડોશના દેશમાંથી આવું છું. ત્યાંના રાજાનો હું ન્યાયાધીશ છું.'' કાગડાએ કહ્યું.

''તમને મળીને મને ઘણી ખુશી થઈ. હું તમારું સ્વાગત

કરું છું ભાઈ.'' કનુ હસતાં-હસતાં બોલ્યો. પછી કનુએ કાગડાને ખાવા મીઠાં મીઠાં ફળ આપ્યાં.

કનુ ખાવા માટે ઘરમાં ચાલ્યો ગયો. ફળ ખરેખર મીઠાં હતાં કાગડો એને ઝપાટાબંધ ખાઈ ગયો. એથી એની ભૂખ વધુ ભડકી ઊઠી.

ત્યાં તો કાગડાએ અનુને બગીચામાં પાણી પાતો જોયો. તે બોલ્યો, ''અરે ભાઈ તમારા પડોશીના બગીચામાં ફળ તો ઘણાં જ મીઠાં છે.''

એ સાંભળીને અનુને પણ હિંમત આવી અને પોતાના બગીચામાંથી ઘણાં જ ફળ તોડીને કાગડાને આપ્યાં. અને કહ્યું, ''તમે ખાશો એટલે પહેલાંનો સ્વાદ ભૂલી જશો.''

કાગડો ફળ ખાતો રહ્યો અને માથું હલાવી હલાવીને ફળનાં વખાણ કરતો ગયો.

અનુએ પૂછ્યું, ''બોલો, કોનાં ફળ મીઠાં છે ?''

''તમારાં'' કાગડાએ જવાબ આપ્યો.

આ બાજુ કનુ ખાઈને પાછો આવી ગયો હતો. એણે કાગડા અને અનુની વાત સાંભળી લીધી હતી. એને ખૂબ ગુસ્સો આવ્યો. એણે ઘણાં જ સારાં ફળ તોડયાં અને કાગડાને કહ્યું, ''તમે પહેલા જ છો કે મારાં ફળનાં વખાણ કર્યાં નથી. લો બીજાં વધુ ફળ લો અને ચાખો, પછી ન્યાય કરો કે કોનાં ફળ મીઠાં છે.''

કાગડાએ પંજા વડે ફળ લઈ લીધાં. મનમાં ને મનમાં તે પોતાની હોશિયારી પર પ્રસન્ન થયો. કનુનાં ફળ ખાતાં ખાતાં પણ પહેલાંની માફક જ માથું હલાવીને વખાણ કર્યાં.

આ બાજુ અનુને પણ જોર આવ્યું. તે સહન કરે એમ ન હતો કે પોતાના ફળની કોઈ ઉપેક્ષા કરે. કનુનાં ફળ મીઠાં કહ્યાં. એણે ઘણાં ફળ તોડીને કાગડાને ફરીથી આપ્યાં, જેથી એ સારી રીતે ન્યાય કરે કે કોનાં ફળ મીઠાં છે.

કાગડાએ એક પંજામાં કનુના ફળનાં ટોપલી પકડી અને બીજા પંજામાં અનુની. અને બંનેને નમસ્કાર કરીને બે ચાર દિવસમાં આવવાનું કહીને ઊડી ગયો.

કાગડો મનમાં ને મનમાં હરખાતો હતો. ખરેખર, આજે એણે એટલું બધું ખાધું હતું કે ઊડી પણ શકાતું નહોતું. વળી બંને પંજામાં ટોપલીઓનું વજન હતું તે જુદું. એકદમ વિચાર કર્યો કે આ ટોપલીઓને રસ્તામાં ક્યાંક મૂકી દેવી. લાલચનો માર્યો તે તેમ કરી શક્યો નહિ.

ચાલતાં ચાલતાં અચાનક એક ટેકરી સાથે અથડાયો. વજનને લીધે તે સંભાળી શક્યો નહીં. ગબડીને તે નીચે નદીમાં પડ્યો.

અનુ અને કનુએ આઠ-દસ દિવસ સુધી કાગડાની રાહ જોઈ. છેવટે કનુથી ન રહેવાયું અને એક દિવસ તે બોલી પડ્યો- ''ચાલો આપણે એમ કરીએ કે આપણે બંને એકબીજાનાં ફળ ખાઈએ, પછી ઈમાનદારીથી બતાવીશુંજે કોનાં ફળ શ્રેષ્ઠ છે.'' બંનેએ એ વાત કબૂલ કરી.

બંને પોતપોતાનાં ફળ તોડી લાવ્યાં. પણ આ શું? ખાતાં જ તેઓ નવાઈ પામ્યા. બંનેનાં ફળ એકસરખાં જ હતાં.હવે તે કાગડાની ચાલાકી સમજી ગયા. જુઓ ઝઘડો કરવાથી બીજા કેવી રીતે ઠગે છે, અનુ બોલ્યો.''હા ભાઈ, આપણે

હળીમળીને જ રહેવું જોઈએ'' કનુએ કહ્યું. બંને એકબીજાને ભેટી પડ્યા અને પ્રતિજ્ઞા કરી કે તેઓ હવે કદી ઝઘડશે નહીં.

બંનેએ એમ પણ નક્કી કર્યું કે કાગડો આવે તો એની ખબર લઈ નાખવી. હવે બંને ભાઈ બોલતા થઈ ગયા છે. બંનેએ મળીને વચ્ચેની દીવાલ તોડી નાખી છે. હવે બંને પોતપોતાના બગીચામાં બેસીને મજાથી વાતો કર્યા કરે છે.

# બુદ્ધિનો ચમત્કાર

વનરાજ સિંહ ન્યાય કરવા માટે સિંહાસન પર બેઠો હતો. દરબારમાં ભારે ભીડ જામી હતી. નિર્ણય સાંભળવા માટે શિયાળ, રીંછ, વાંદરાં બતક વગેરે બધાં ત્યાં હાજર હતાં. દરબારની શોભા ઘણી જુદી જ બની હતી. વનરાજની એક બાજુ મંત્રી-રીંછ બેઠો હતો. બીજી બાજુ સેનાપતિ - વાંદરો ચૂપચાપ બેઠો હતો.

એટલામાં એક મરઘી આવી. તે ધ્રૂસકે ધ્રૂસકે રડતી હતી.

રડી રડીને એની આંખો પણ લાલ થઈ ગઈ હતી. પાંખો તૂટી ગઈ હતી, પીઠમાંથી લોહી નીકળતું હતું અને અડધો પંજો પણ તૂટી ગયો હતો.

મરઘીની આવી કરુણ દશા જોઈને અને એના કરુણ રૂદનથી આખો દરબાર સ્તબ્ધ બની ગયો હતો.

રીંછ મંત્રીએ પૂછ્યું, ''તારી આવી દશા કોણે કરી?''

''મહારાજ'' મરઘી માથું નમાવીને બોલી, ''આજે હું બચ્ચાં માટે ખોરાક લેવા જંગલમાં ગઈ હતી. ત્યાં એક જંગલી પશુએ મારી આવી દશા કરી છે.''



સિંહે પૂછ્યું, ''પણ, અમારા જંગલમાં એવું કોઈ જંગલી પશુ રહેતું નથી.''

મરઘી ફરીથી પ્રણામ કરતાં બોલી, ''તે બીજા જંગલમાંથી આવ્યું છે. તે કહેતું હતું કે અમારો રાજા તમારા રાજા પર હુમલો કરશે. એ માટે તેની સાથે ચડભડ થઈ હતી અને તેથી એણે મારી આવી દશા કરી.''

એ સાંભળીને સિંહ ચોંકી ઊઠ્યો. તે જાણતો હતો કે પડોશના જંગલનો રાજા ઘણો ભયંકર છે. લડાઈમાં ખરાબ રીતે જાનવરોને મારશે. માટે કોઈ પણ ઉપાયે યુદ્ધને રોકવું જોઈએ.

સિંહે થોડીવાર વિચાર કર્યો. પછી સેનાપતિ વાંદરાના કાનમાં કહ્યું અને એને જંગલી પશુ પાસે મોકલ્યો.

સેનાપતિ વાંદરો ઘણો જ તીવ્ર બુધ્ધિવાળો હતો. તે મોટી સેના લઈને નીકળ્યો અને રસ્તામાં સૈનિકોના કાનમાં ન જાણે શું - શું કહ્યું.



પોતાના જંગલની સરહદ પર વાંદરો આવી પહોંચ્યો. ત્યાં એણે જંગલી માનવની ગર્જના સાંભળી કે આવો, લડાઈ માટે તૈયાર થાઓ. તમારા રાજાને જણાવી દો કે અમારા રાજા લશ્કર સાથે આવી રહ્યા છે.

વાંદરો કંઈ બોલ્યો નહીં. થોડા સમય પછી એણે જોયું કે પડોશી સિંહ પોતાની સેના લઈને હાંફતો હાંફતો પરસેવાથી તરબોળ આવી રહ્યો છે. આવતાં જ તે બોલ્યો, ''ભાઈ, પાણી આપો, ઘણી જ તરસ લાગી છે.''

''હું તો સ્વાગત માટે આવ્યો છું શ્રીમાનજી'' વાંદરાએ કહ્યું. એણે ચપટી વગાડી કે તરત જ કેટલાક સૈનિક ચળકતા ગ્લાસ લઈ આવ્યા. તે બધા સુંદર કપડાંથી ઢાંકેલા હતા. જેવા કપડાં ઉપાડ્યાં કે તરત સિંહ હચમચી ઊઠ્યો. કારણ કે પાણીની

જગ્યાએ માટી અને રેતી ભરેલી હતી.

"આ શું" ? સિંહે આંખો ચઢાવીને કહ્યું.

"મહારાજ, તમે અમારું રાજ્ય જીતી લેવા આવ્યા છો, એટલે તમારું સ્વાગત કરવા આમ કર્યું છે."

"અરે, જલદીથી મને પાણી આપો, મને ઘણી જ તીવ્ર તરસ લાગી છે." સિંહ હોઠ પર જીભ ફેરવતો મહામહેનતે બોલ્યો. વાંદરાએ ફરીથી ચપટી વગાડી કે કેટલાક સૈનિકો ઠંડા શરબતથી ભરેલા ગ્લાસ લઈને ઝાડીમાંથી દોડી આવ્યા. સિંહ અને એનું લશ્કર શરબત પીવા મંડી પડ્યું."

સેનાપતિ પોતાની બુદ્ધિ માટે મનમાં ને મનમાં હસવા લાગ્યો. બન્યું હતું એમ કે એણે પહેલેથી પોતાની સેના જંગલમાં મોકલી દીધી હતી. એણે નદીનું પાણી ગંદું બનાવી દીધું હતું. એટલે સિંહ અને એની સેના પાણી માટે ફાંફાં મારતી હતી.

વાંદરાએ જોયું કે શરબત પીને સંતોષથી મૂછો સાફ કરી રહ્યો હતો. વાંદરાએ કહ્યું "ચાલો, રાજન્, આપણે યુદ્ધ શરૂ કરીએ."

'એં.... એં...... યુદ્ધ'.... સિંહ ગભરાતાં બોલ્યો. તમે તો અમારા જીવ બચાવ્યા છે. તમે તો અમારા મિત્ર બન્યા. તમે જાણો છો, અમે ઘણે દૂરથી આ ધોમધખતા તાપમાંથી આવી રહ્યા છીએ. પાણીની શોધમાં અમે તરફડી રહ્યા હતા. શરબત પિવડાવવાને બદલે જો તમે લડાઈ શરૂ કરી હોત તો અમે ક્યારનાય મોતને ભેટી ગયા હોત.

વાંદરો બોલ્યો- "એકબીજાને મદદ કરવી, હળીમળીને

રહેવું એ આપણો ધર્મ છે.''

સિંહે પૂછ્યું, ''પણ તમે પહેલાં માટીથી ભરેલા ગ્લાસ કેમ લાવ્યા?''

''મહારાજ તમે અમારા રાજ્યની જમીન પર અધિકાર જમાવવા આવ્યા હતા ને ? જમીન મેળવીને તરસ મટાડી શકાતી હોય તો એનાથી તરસ મટાડી શકો એ બતાવવા માટે એમ કર્યું હતું'' વાંદરો બોલ્યો.

વાંદરાની આ બુદ્ધિથી સિંહ સ્તબ્ધ બની ગયો.

વાંદરો આગળ બોલી રહ્યો હતો કે ''મહારાજ ! એક-બીજાની જમીન પડાવી લેવાથી કોઈ સુખી થતું નથી, જમીનથી પેટ પણ ભરાતું નથી. સારું તો એ જ છે કે દરેક પોતપોતાની સરહદમાં રહીને પોતાના રાજ્યમાં સુખી થાય એવું કરે. જો તમે અમારી સાથે યુદ્ધ કરશો તો કાલે અમે તમારી સાથે કરીશું. એથી તમારી પ્રજા સુખી રહેશે નહીં તેમ અમારી પ્રજા પણ સુખી રહેશે નહીં. જીવો અને જીવવા દો. એકબીજા સાથે પ્રેમ રાખીને ભાઈચારાનો વ્યવહાર કરવો જોઈએ.''

વાંદરાની વાત સિંહ સમજી ગયો. તે વિચારતો હતો કે યુદ્ધ કરવું નકામું છે. એનાથી શું લાભ થશે?

ત્યારે વાંદરો બોલ્યો કે ''આમ તો અમે યુદ્ધ માટે તૈયાર છીએ. અમે ડરપોક કે કાયર તો નથી.''

''ના, ના ભાઈ! તમે મારી આંખો ખોલી દીધી છે. હવે યુદ્ધની કોઈ જરૂર નથી. આજથી અમે તમારા રાજાના મિત્ર છીએ'' સિંહ બોલ્યો.

ત્યારે વાંદરાએ ઈશારો કર્યો  ઝાડીમાં પોતાના રાજા

આરામ કરતા હતા એમને બોલાવી લાવ્યો.

"આવો મિત્ર, હું તમારું સ્વાગત કરું છું" સામેના સિંહે પંજો ઊંચો કરતાં કહ્યું.

"પ્રણામ ! મારા નવા મિત્ર" ત્યાંના જંગલના સિંહે પણ પોતાનો પંજો આગળ લાવતાં કહ્યું. બંને પરસ્પર ભેટ્યા. સેનાપતિ વાંદરાએ ભોજન-સમારંભ રાખ્યો. પછી એક-બીજાને અનેક ભેટો આપી. પછી પોતપોતાના જંગલમાં ચાલ્યા ગયા. આમ વાંદરા અને સિંહની બુદ્ધિથી શત્રુ પણ મિત્ર બનીને પાછો ગયો. એ સાચું જ છે કે વિચાર કરીને કાર્ય કરવાથી ગમે તેવી ખરાબ પરિસ્થિતિઓ પર વિજય મેળવી શકાય છે.

# કપટનું ફળ

ધૂર્તા નામની એક શિયાળ ખૂબ જ ચાલાક હતી. તે હંમેશાં બીજાની વસ્તુઓ ઉપાડી જવાની તક શોધ્યા કરતી હતી. તે પોતે આળસુ હતી અને આખો દિવસ ઊંઘ્યા કરતી હતી. ઘરનું કામ પણ નહોતી કરતી.

એક વખત ધૂર્તા શિયાળ ઘઉં દળાવવા નીકળી. ત્રણ દિવસથી ઘરમાં ખાવાનું બન્યું ન હતું. બાળકો ઘણાં જ ભૂખ્યાં હતાં. બે દિવસ સુધી તો એણે એ વાત સાંભળી જ નહીં. પણ આજે તો ઘઉંનો કોથળો માથે મૂકીને બહાર નીકળવું પડ્યું.

રસ્તામાં એને પ્રીતુ સસલો મળ્યો. તે થેલી લઈને ગાજર લેવા જતો હતો. "નમસ્તે કાકી" પ્રીતુ બોલ્યો.

"નમસ્તે ભાઈ" ધૂર્તા મોં ચઢાવીને બોલી.




"અરે કાકી, આજે તમે આટલાં બધાં ઉદાસ કેમ છો? શું તમારું શરીર સારું નથી ?"

"શું બતાવું ભાઈ ? છેલ્લા બે દિવસથી પેટમાં અનાજનો દાણો પડ્યો નથી."

"ચાલો કાકી, આજે મારે ત્યાં ભોજન કરજો." સસલો બોલ્યો. "પણ તું તો કંઈ બહાર જઈ રહ્યો છે." કાકી અજાણી થઈને બોલી.

"હા, હું ગાજર ખરીદવા જઈ રહ્યો છું" પ્રીતુ બોલ્યો.

ત્યાં અચાનક ધૂર્તાની નજર રીંછના બગીચા પર પડી. તેમાં લાલ ટામેટાં અને સ્વાદિષ્ટ ગાજર હતાં. પછી તો શું જોઈએ, તે ત્યાં જ રોકાઈ ગઈ. એણે પોતાની પીઠ પરથી ઘઉંનો થેલો ઉતાર્યો પછી પ્રીતુને કહેવા લાગી કે, "અરે ! ભાઈ, શાકવાળાની દુકાન સુધી શા માટે જાય છે. જો તો ખરો, અહીં કેવાં સરસ ગાજર છે. આવ અહીંથી લઈ જા."

"પણ કાકી, પૂછ્યા વગર ગાજર લેવાં એ ચોરી જ



કહેવાય ને ?' એવું ખરાબ કામ હું નહીં કરું,'' સસલો બોલ્યો.

એકાએક શિયાળની બુદ્ધિએ કૂદકો માર્યો. તેને એક ઉપાય સૂઝયો. તે બોલી- ''અરેરે ! પૂછ્યા વગર શા માટે લઈએ. ખેતરને પૂછીને લઈશું.''

''ખેતર કંઈ બોલે ખરું ?'' પ્રીતુએ પૂછ્યું.

''હા, હા, બોલશે જુઓ.'' ધૂર્તા બોલી.

પછી એણે મોટા અવાજથી ખેતરને પૂછ્યું કે, ''ખેતર ભાઈ અમે ખૂબ જ ભૂખ્યાં છીએ. જો કહો તો થોડા ગાજર લઈ લઈએ.''

પછી તે અવાજ બદલીને બોલી, ''લઈ લો, બહેન, તમારી ભૂખ પૂરી કરો.''

પ્રીતુ થોડે દૂર ઝાડ નીચે બેઠો હતો એટલે તે શિયાળની ચતુરાઈ સમજી શક્યો નહિ. એણે ધાર્યું કે ખેતર જરૂર બોલ્યું હશે.

શિયાળે ખૂબ જ ગાજર લઈ લીધાં કે જેથી સસલાની આખી થેલી ભરાઈ ગઈ. હવે શિયાળાના મોંમાં પાણી આવ્યું- એણે વિચાર્યું કે ગમે તેમ કરીને હવે સસલા ને અહીંથી નસાડવો

જોઈએ. એટલે બધાં ગાજર ખાવા મળશે. મહેનત મેં કરી છે એટલે સસલો કેવી રીતે ખાય ?

ધૂર્તાએ દર્દથી પ્રીતુને કહ્યું "ભાઈ મારા પગમાં ઘણો જ દુ:ખાવો થાય છે. હવે મારાથી સહેજ પણ ચલાશે નહિ.જો તું આ ઘઉં દળાવી લાવે તો તારો આભાર માનીશ. ત્યાં સુધી હું આ ઝાડ નીચે બેઠી છું."

પ્રીતુ પરોપકારી સ્વભાવનો હતો, તે તરત જ બોલ્યો, "હમણાં દળાવી લાવું છું, કાકી તમે અહીં બેસો."

સસલો કોથળો ઉપાડીને ઘંટી તરફ ઉપડ્યો એ દેખાતો બંધ થયો કે શિયાળે બગીચા વચ્ચે બેસીને ગાજર ખાવાનું શરૂ કર્યું.

પણ ત્યાં બે - ચાર ગાજર ખાતા પહેલાં જ ઝાડીમાંથી રીંછ નીકળી આવ્યું. જેવી એની નજર ધૂર્તા પર અને એની ગાજરથી ભરેલી ટોપલી પર પડી કે તેને ખૂબ ગુસ્સો આવ્યો. શિયાળને મારતાં મારતાં બોલ્યો, "અરે ધૂર્તા, તને બીજાની વસ્તુઓ ચોરીને ખાતાં શરમ નથી આવતી ?"

"મેં ચોરી કરી નથી, મેં તો ખેતરને પૂછીને લીધાં છે !" ધૂર્તાએ પોતાની છાતી ફુલાવીને કહ્યું.

"સારું, હું ખેતરને પૂછી જોઉં છું." રીંછ બોલ્યો. વાસ્તવમાં થયું એમ કે ઝાડ પાછળ છુપાઈને શિયાળ અને સસલાની વાત રીંછે સાંભળી હતી. તેને પણ એક ઉપાય સૂઝ્યો.

"ખેતરભાઈ, આ ચોરી કરનાર શિયાળને હું સજા કરું?" રીંછે પૂછ્યું.

"જરૂર સજા-કર" અવાજ બદલીને રીંછ બોલ્યો.

ત્યાર પછી ગાજરની ટોપલી શિયાળ પાસેથી લઈ લીધી. પછી એક ડોલ ધૂર્તાને પકડાવતાં કહ્યું, "લે આ ડોલ અને કૂવામાંથી પાણી ખેંચીને આ બગીચામાં સિંચાઈ કર, જ્યાં સુધી આ કામ પૂરું નહિ કરે ત્યાં સુધી તારો છુટકારો નહીં થાય."

મરણીઓ બનેલો શું ન કરે ? એવી વાત બની. તે લાચાર બનીને ડોલ ઉપાડીને કૂવા તરફ ચાલી. ધૂર્તા જાણતી હતી કે કામ પૂરું કર્યા વગર રીંછ એને છોડશે નહી.

કૂવામાંથી પાણી ખેંચી ખેંચીને ધૂર્તા થાકી ગઈ. એક, બે, દસ ડોલ, વીસ ડોલ પાણી એણે ખેંચ્યું ત્યારે પૂરું થયું. નકામી અને આળસુ શિયાળ માટે આ સજા ઘણી ભારે હતી. એણે મનમાં જ નક્કી કરી લીધું કે હવે આવી ચાલાકી ક્યારેય નહિ કરું, ઈમાનદારી અને મહેનતની જ કમાણી ગ્રહણ કરીશ.

## સાચી સિદ્ધિ

ગંગાના કિનારે એક સાધુ રહેતો હતો. તે પોતાની ઝૂંપડીમાં ક્યારેક જાપ કરતો હોય તો ક્યારેક વિવિધ આસન કરતો હોય. તેમજ બીજી યૌગિક સાધનાઓ કર્યા કરતો હતો. ધીરે-ધીરે એને પોતાની સાધનાનો ગર્વ થવા લાગ્યો. તે પોતાના કરતાં બીજાને તુચ્છ માનવા લાગ્યો.

સાધુની ઝૂંપડી સામે એક નાવિક રહેતો હતો. ભલે વરસાદ હોય કે ધોમધખતો તાપ હોય કે પછી ધ્રુજાવી નાખે તેવી ઠંડી હોય, તે કાયમ નાવડી ચલાવ્યા કરતો હતો. આખો દિવસ



ભારે મહેનત કરીને પોતાનું તથા કુટુંબનું ભરણપોષણ કરતો હતો.

સાધુ નાવિકને ખૂબ ઉપેક્ષાથી જોતો હતો. તે એને ઉપદેશ આપતો કે "મૂર્ખ તું તારો જન્મ નકામો ગુમાવે છે. નથી કરતો યોગ કે નથી કરતો જપ-તપ."

નાવિક સાધુની વાત સાંભળતો હતો અને કંઈ જ બોલતો પણ ન હતો. તે જાણતો હતો કે પોતાની સાધનાથી સાધુએ સિદ્ધિ મેળવી છે અને તે હતી પાણી પર ચાલવાની. ઘણીવાર તે લોકો સામે એનું પ્રદર્શન કરતો હતો અને લોકો એનાં વખાણ કરતા હતા.

એકવાર ગંગામાં ભયંકર રેલ આવી. મોજાં ઉછળી ઉછળીને આગળ આવવાં લાગ્યાં. સાગર જેવડી લહેરો ઊંચી નીચી થઈને કંઈક ને કંઈક ખેંચી જવા તૈયાર થઈ ગઈ હતી. ચારે બાજુ ખૂબ જોરજોરથી પાણી વહેવા લાગ્યું. નાવિકની

ઝૂંપડી પણ પાણીમાં તણાઈ ગઈ. બાળકો વગેરેને એણે પહેલેથી એક ઝાડ પર બેસાડી દીધાં હતાં. તે પોતે તરીને બીજાને બહાર કાઢવાના કામે લાગ્યો હતો.

એકાએક દૂરથી સાધુને બૂમો પાડતો સાંભળ્યો ''બચાવો-બચાવો.'' નાવિકે જોયું કે સાધુ પાણીમાં ડૂબી રહ્યો છે, નાવિક ઝડપભેર તે તરફ જવા લાગ્યો ઘણી ઝડપથી એણે સાધુને ડૂબતો બચાવ્યો અને પીઠ પર નાંખીને કિનારે લાવ્યો.સાધુના પેટમાં પાણી ભરાઈ ગયું હતું. ઘણીવાર સુધી નાવિકે પાણી બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો. ઘણીવાર પછી સાધુ ભાનમાં આવ્યો અને ઊઠીને બેઠો થયો. સાધુનાં ચરણસ્પર્શ કરીને બોલ્યો,''મહારાજ, મારાં ધન ભાગ્ય કે આ નકામું શરીર તમારા કામમાં આવ્યું.''

સાધુની નાવિકે બધી જ વાતો જાણી લીધી એટલે નાવિકે



પૂછ્યું કે,''મહાત્માજી, તમે તો પાણી પર ચાલવાની સિદ્ધિ મેળવી હતી તો પછી તમે કેમ ડૂબી રહ્યા હતા ?''

''અરે ? આ તો ઊંચા ઊંચા મોજાં ઝડપભેર વધી રહ્યા હતા. એમાં મારી સિદ્ધિ કેવી રીતે કામ લાગે ?''

સાધુને પશ્ચાત્તાપ થવા લાગ્યો. અત્યાર સુધી નાવિકની અવગણના કરી એણે ઘણું ખરાબ કર્યું. જો એણે તરીને મને ન બચાવ્યો હોત તો સિદ્ધિના અહંકારમાં મારો પ્રાણ ગુમાવી દીધો હોત. તેનો કંઠ રૂંધાઈ ગયો અને નાવિકને પૂછ્યું, "ભાઈ ! આજે હું સમજ્યો કે સાચી સિદ્ધિ એ જ છે કે જે બીજાનું કંઈક ભલું કરે. સિદ્ધિનો ઉપયોગ લોકો પાસે દેખાવ કરવાનો નથી. મેં આટલાં વર્ષો નકામાં ગુમાવ્યાં. મારા કરતાં તો મોટો સાધક તું છે, જે બીજાનું ભલું કરે છે."

આટલું કહીને સાધુ જનકલ્યાણનો સંકલ્પ લઈ ઊઠીને હરિ ૐ હરિ ૐ કહેતાં કહેતાં લોકસેવા માટે પીડિતોને રસ્તો બતાવવા ચાલી નીકળ્યો.

## ફૂલોના દેશની યાત્રા

છ વર્ષની નાની રંજન છાનીમાની મા ની નજર ચૂકવીને બાગમાં પહોંચી ગઈ અને ખૂબ ખૂબ ફૂલ તોડ્યાં. ગુલાબ, ચમેલી, પારિજાતક વગેરેનાં ઢગલાબંધ ફૂલોની એક ટોપલી ભરી. પછી રંજન દબાતા પગલે પોતાના ઘરમાં આવી ગઈ.

ટોપલી જમીન પર મૂકીને તે પણ નીચે બેસી ગઈ. સોય-દોરો લઈને પારિજાતકનાં ફૂલોના બે હાર બનાવ્યા. એક ઢીંગલીને પહેરાવ્યો અને બીજો ઢીંગલાને. ગોટાનાં ફૂલો તોડીને એની પાંદડીઓનું સિંહાસન બનાવ્યું. ગુલાબની નાની કળીને ઢીંગલાના ગળામાં પહેરાવી. ચમેલીની નાની કળી ઢીંગલીના અંબોડામાં નાખી.

હજુ તો રંજનના શણગાર ચાલી રહ્યા હતા કે એની મા



આવી પહોંચી. તે ગભરાઈ ગઈ. રંજનને લાગ્યું કે પોતાની મા પાકી જાસૂસ છે. જ્યારે તે પોતાનું ધાર્યું કામ કરે છે ત્યારે તે બધું જ જાણી જાય છે. માની નજર ફૂલોના ઢગલા પર ગઈ, એ જોતાં જ ગુસ્સો કરીને બોલી, '' રંજન, તને લાખ વાર સમજાવ્યું છે કે ફૂલોને તોડીશ નહિ, પણ તું તો સાંભળતી જ નથી. જો તું મારી વાત સાંભળીશ નહીં તો હું તારી સાથે નહીં બોલું. તારી-મારી કટ્ટી.''

રંજન જાણતી હતી કે ફૂલ તોડવાથી માને ઘણું જ દુ:ખ થાય છે. તે ક્યારેય પોતાના અંબોડામાં ફૂલ નાખતી ન હતી. રંજનને પણ એવું જ કહેતી હતી કે જે ફૂલ જમીન પર પોતાની જાતે જ પડે છે તે જ લેવા. ફૂલ તો છોડવા પર જ સુંદર લાગે છે. પણ રંજનને ટેવ પડી ગઈ હતી કે જેવું તે ખીલે કે તરત જ તોડી લેવું. તે વારંવાર વિચારતી કે હવેથી તે માની વાત માનશે. હવે ક્યારેય ફૂલ નહિ તોડે. છતાં તે ફૂલોને જોતાં જ બધું ભૂલી જતી.

રંજને ફૂલોથી પોતાના ઢીંગલા-ઢીંગલીને ખૂબ જ શણગાર્યાં અને એ જોઈને તે મુગ્ધ બની ગઈ.

રાત્રે રંજન સૂવા માટે મા પાસે ગઈ પણ તે એની સાથે



બોલી નહિ. રંજનને મા પાસેથી વાત સાંભળતાં સાંભળતાં ઊંઘી જવાની ટેવ હતી. એણે વાત કહેવા માટે મા ને કહ્યું

ત્યારે તે પાસું બદલીને સૂઈ ગઈ. તે નીચે ઊતરીને બીજી બાજુ જઈને માને બાઝી પડીને બોલી, મા, વાત સંભળાવને ? પણ એણે રંજનનો હાથ જોરથી ઝટકો મારીને છોડાવી દીધો. અને રૂમમાંથી બહાર નીકળતાં કહેતી ગઈ કે અમે ફૂલ તોડનારાં ગંદાં બાળકો સાથે બોલતાં નથી.

રંજનને રડવું આવ્યું. રડતાં રડતાં તે ઊંઘી ગઈ. થોડી વાર પછી એણે જોયું કે એક સુંદર પરી તેને પંપાળતી ઊભી હતી. એનાં કપડાં સોના-ચાંદીનાં હતાં. પરી રંજનને પ્રેમથી પૂછવા લાગી કે શું ફૂલોના દેશમાં આવીશ ?

રંજન તરત જ બોલી, હા-હા આવીશ. પરીએ રંજનની આંગળી પકડી અને આકાશમાં ઊડી ગઈ. એણે સમજાવ્યું કે આંગળીને બરાબર પકડી રાખે. રંજને આંગળી મજબૂતાઈથી પકડી રાખી. તે રૂ જેવાં સફેદ અને મુલાયમ વાદળો વચ્ચે થઈને આગળ વધી. ઈન્દ્રધનુષ્યના મુખ્ય દ્વાર પાસે ફૂલોના રાજાનો

મહેલ હતો. તેઓ તરત જ ત્યાં પહોંચી ગયાં.

એ મહેલને જોઈને રંજન આશ્ચર્યચકિત થઈ ગઈ. એમ લાગતું હતું કે જાણે ફૂલોથી મહેકતો તાજમહેલ જ છે. ચમેલીનાં ફૂલો દરવાજા પર અનેક ચોકીદાર બનીને ઊભા હતાં. પરીએ અંદર જવા માટે અનુમતિ માંગી. અંદર ગયા પછી રંજને જોયું કે મહેલની બધી દીવાલો સૂરજમુખીનાં ફૂલોની બનેલી છે.મખમલ જેવા કોમળ ઘાસથી બધા રૂમનાં તળિયાં બનાવ્યાં હતાં. બારણાં પતંગિયાંની પાંખોનાં હતાં. બધા જ રૂમ બતાવ્યા પછી રંજનને રાજા-રાણીનાં દર્શન કરાવવા લઈ ગઈ. બે-ત્રણ માઈલ લાંબું મેદાન હતું. ત્યાં બંને બાજુ ક્રમબદ્ધ આંબા-નારંગી વગેરે ફળોનાં વૃક્ષો હતાં. રંજન એ જોઈને ખુશ થઈ ગઈ. પરીએ જમીન પર પડેલું એક લાલ સફરજન એને આપ્યું તે એને જોતી જોતી આગળ ચાલવા લાગી.

એક મોટા ઓરડામાં આગળ આવીને પરી ઊભી રહી. દ્વાર પર ઊભેલો ચોકીદાર એમને અંદર લઈ ગયો. સામે જ વેલા વગેરેથી બનેલાં બે સિંહાસન હતાં. એના પર રાજા કમળ અને રાણી ગુલાબ બેઠાં હતાં. અચાનક રાજા-રાણીની અંગરક્ષક જૂઈ સામે આવી, અને ધમકી આપતાં બોલી કે રંજન, તું કેમ ફૂલો તોડે છે ? રાજા-રાણીનું ધ્યાન પણ ત્યાં ગયું. ન્યાયમંત્રી પારિજાતકે આગળ આવીને નિવેદન કર્યું કે, મહારાજ, આ છોકરીને ફૂલો તોડવાની ખરાબ ટેવ છે. તે વગર કારણે અમને બધાંને હેરાન કરે છે. એને સજા કરવી જ જોઈએ. મહારાજને પણ બધી વાતો યાદ આવી. એમણે હુકમ કર્યો કે જ્યાં સુધી આ છોકરી વિશ્વાસ ન આપે કે તે હવેથી ક્યારેય

ફૂલ તોડશે નહિ ત્યાં સુધી તળાવમાં ડુબાડી દેવી જોઈએ.

આ વાત સાંભળીને રંજન ગભરાઈ ગઈ. તે તરત જ મહારાજને પગે પડીને બોલી કે તે હવે ક્યારેય ફૂલ તોડશે નહીં. પણ ગુલાબ રાણી હજુ ગુસ્સામાં હતાં. એના કહેવાથી સેવકો એણે ઢસડીને બહાર લઈ ગયા. પછી ત્યાંથી ધક્કો માર્યો.

પછડાઈ જવાથી રંજન બૂમ પાડી ઊઠી. તે ઊઠીને બેઠી થઈ અને જોયું કે તે પલંગ પરથી જમીન પર પડી છે. સૂર્યનાં સોનેરી કિરણો રૂમમાં પગલાં પાડી રહ્યા હતાં અને તેનો નાનો ભાઈ પોતાનાં રમકડાંથી રમી રહ્યો છે.

રંજનની આંખો આગળ લાંબા સમય સુધી ફૂલોના રાજાનો મહેલ દેખાતો રહ્યો. તે સમજી નહીં શકી કે તે સ્વપ્ન હતું કે સત્ય હતું. જે કંઈ પણ હતું પણ હવે તેણે ફૂલો તોડવાનું બંધ કર્યું છે. હવે એની માતા એનાથી નારાજ થતી નથી.

## આંધળું અનુકરણ

ઘણા દિવસ પહેલાંની વાત છે. ભારતવર્ષમાં ગંગા નદીના કિનારે હિરણ્યાભ નામનો એક સાધુ રહેતો હતો. તેણે પોતાનું ઘર-કુટુંબ બધું જ છોડી દીધું હતું. એકલો જ રહેતો અને ભગવાનનું ભજન કરતો હતો. એનામાં અનેક ગુણો હતા જેવા કે તે બીજાને મદદ કરતો હતો. દરેક પ્રાણી પર દયા રાખતો હતો. દરેક સાથે સારો વ્યવહાર કરતો હતો. છતાં એનામાં એક મોટો અવગુણ પણ હતો અને તે હતી લાલચ. એણે ઘણી સોનામહોરો પોતાની પાસે ભેગી કરી રાખી હતી. તે કોઈને આપતો પણ ન હતો કે ન તેનો પોતે ઉપયોગ કરતો હતો.

એક વખત સાધુ વિચારવા લાગ્યો કે મારી ઉંમર ઘણી થઈ છે. કોણ જાણે ક્યારે મૃત્યુ આવે, માટે એક વખત બધાં તીર્થોની યાત્રા કરું. એ બહાને પરોપકાર પણ થશે. ખરેખર તો પ્રાચીનકાળમાં એવો રિવાજ હતો કે સંન્યાસીઓ તીર્થોમાં લોકોને ઉપદેશ આપે અને તેઓની જુદી જુદી ગૂંચવાણોનો ઉકેલ શોધી આપે. એ પ્રમાણે તેઓ જનકલ્યાણ પણ કરતા હતા.

હિરણ્યાભે યાત્રાની બધી તૈયારી કરી. કપડાં અને નાસ્તો એક પોટલીમાં બાંધ્યો. ધાર્મિક પુસ્તકો અને જપ કરવા માટે



માળા પણ સાથે રાખી. સોનામહોરોની થેલી પણ પોટલીમાં મૂકી. પાછળ પોટલી લટકાવીને એક હાથમાં કમંડળ અને બીજા હાથમાં લાકડી લઈ લીધી. તે ધીરે ધીરે ગંગાકિનારે ચાલવા લાગ્યો.

આમ રસ્તે રોકાતાં રોકાતાં તે સાધુ થોડા દિવસો પછી સાત ઋષિઓના તપસ્થાન-સપ્ત સરોવર પહોંચી ગયો. ત્યાં એક- બે દિવસ રોકાઈને આગળ બદ્રીનાથ જવાનું હતું. અત્યાર સુધીનો રસ્તો ઘણો જ સરળ હતો. તે ગંગાકિનારે ચાલતો

રહ્યો. રસ્તામાં અનેક તીર્થો અને યાત્રાળુઓ પણ મળતા હતા. પણ હવે એને પહાડોમાં થઈને જવાનું હતું. હવે રસ્તામાં યાત્રાળુઓ મળવાની આશા ન હતી. હિરણ્યાભે સાંભળ્યું હતું કે પહાડથી ગુફાઓમાં અને જંગલોમાં લુંટારા છુપાઈ રહે છે અને રસ્તે જતા લોકોને લૂંટી લે છે. એને પોતાના ધન માટે ચિંતા થતી હતી. એને સમજાતું ન હતું કે ધનને ક્યાં રાખવું. સાથે લઈ જવાથી ભય હતો કે ધનને લીધે ડાકુઓ એને મારી નાંખે તો ? જ્યાં સાધુ રોકાયો હતો એ સ્થાન પણ તેના માટે નવું હતું. બધા જ અજાણ્યા હતા, એટલે કોઈને ધન સોંપીને જઈ શકાય એમ ન હતું.

ઘણા દિવસો સુધી વિચાર્યા કર્યું પછી હિરણ્યાભને રસ્તો મળ્યો. બીજા દિવસે રાતના બીજા પહોરે ઊઠ્યો અને ગંગા કિનારે જઈ નિત્ય કર્મ કર્યું. સ્નાન-ધ્યાન કર્યા પછી તે નદીના રેતીવાળા ભાગ તરફ ગયો, લગભગ બે-અઢી માઈલ ચાલ્યા પછી તે અટક્યો. એણે ચારે તરફ જોયું તો અંધારું હતું. સ્થાન નિર્જન હોવાથી હિરણ્યાભે રેતીમાં બે ફૂટ ઊંડો ખાડો કર્યો.



પછી સોનામહોરોની પેટી એમાં મૂકી અને રેતીથી ઢાંકી દીધી. પછી એના પર ગંગાકિનારેથી કાળા પથ્થર શોધી લાવી અને પસંદ કરીને એના પર શિવાલય જેવું બનાવ્યું. ફૂલો વગેરેથી એની પૂજા કરીને તે આનંદઘેલો બનીને યાત્રા કરવા નીકળી પડ્યો.

હિરણ્યાભ તો ચાલ્યો ગયો. ચાર-પાંચ દિવસ પછી ત્રીસ-ચાલીસ યાત્રાળુઓનું એક ટોળું ત્યાંથી નીકળ્યું. એ ટોળામાં શ્રેષ્ઠબુદ્ધિ નામનો એક વાણિયો હતો. એની દૃષ્ટિ રેતી અને પથ્થરના બનેલા શિવાલય પર પડી. એકાએક મનમાં એક વિચાર આવ્યો અને એણે બધાંને ત્યાં ઊભા રાખ્યા અને બોલ્યો જુઓ. અહીં કોઈએ શિવલિંગ બનાવ્યું છે એની પૂજા પણ કરી છે. ચાલો, આપણે પણ એમ જ કરીએ, એનાથી જરૂર પુણ્ય મળશે.

પછી તો પૂછવું જ શું? બધા લોકો કામે લાગી ગયા અને કલાકમાં ત્યાં એવા જ બીજાં ચાલીસ શિવાલય તૈયાર કરી દીધાં. પછી તો ત્યાં જે યાત્રાળુઓ આવે તે ત્યાં શિવાલય બનાવતા રહ્યા એની પૂજા કરતા અને પછી જ આગળ જતા હતા.

લગભગ એક મહિના પછી હિરણ્યાભ યાત્રા કરીને પાછો આવ્યો. પણ આ શું? જ્યાં ધન દાટ્યું હતું તે સ્થાન જોઈને તે સ્તબ્ધ થઈ ગયો. બે ત્રણ માઈલના વિસ્તારમાં એક સરખાં સેંકડો શિવાલય બની ગયાં હતાં. એટલે પોતાનું શિવલિંગ શોધવાનું કામ ઘણું મુશ્કેલ થઈ ગયું હતું. હિરણ્યાભ આભો બની ગયો ને તે ત્યાં જ બેસી ગયો.

તે ઘણા સમય સુધી શિવલિંગ જોતો જ રહ્યો. સૂર્ય પણ





આથમી ગયો. વહેતી ગંગા જાણે એને કંઈક કહી રહી હતી. તે વિચારવા લાગ્યો કે એવા ધનનો નાશ થાય છે કે જે બીજાના ઉપયોગમાં આવતું નથી તેમજ પોતાના માટે વપરાતું નથી. હું તો સંન્યાસી છું. મારે તો ધનનો લોભ કરવો જ ન જોઈએ. ભગવાને મને શિક્ષા કરવા માટે જ આ બધું કર્યું છે.

આથી એનું બધું દુઃખ દૂર થઈ ગયું. તે ઊઠ્યો અને કમંડળ તથા દંડ લઈને રાજી થઈને યાત્રા કરવા ચાલી નીકળ્યો.

## વહેંચણી

એક ખેડૂત હતો. તેને બે છોકરા હતા. એ બંનેને એક બીજા સાથે બનતું ન હતું. ખેડૂત એમને ઘણું જ સમજાવતો હતો કે એકબીજા સાથે હળીમળીને રહેવું જોઈએ. પરંતુ તેઓ સમજતા ન હતા અને ઘણીવાર ઝઘડી પડતા હતા.

એકવાર ખેડૂત બીમાર પડ્યો અને તેનું મૃત્યુ થઈ ગયું. તેર દિવસ સુધી તો બંને ભાઈ સાથે રહ્યા પણ પિતાના શ્રાદ્ધ પછી

મોટો ભાઈ ચોખો બોલ્યો, "અનોખા, જો હવે પિતાજી રહ્યા નથી એટલે આપણે સાથે રહી શકીએ તેમ નથી. માટે ઘરમાં જે કંઈ છે તે આપણે અર્ધું અર્ધું વહેંચી લઈએ.

આમ તો ચોખો જુદું કરવામાં ઉતાવળ ન કરત પણ પડોશીઓએ એના કાન ભંભેર્યા. કેટલાંકનો સ્વભાવ એવો હોય છે કે કંઈ પણ લાગતું-વળગતું ન હોય છતાં પણ એક બીજાનું ભૂંડું બોલ્યા કરે છે અને બીજાના ઘરમાં ઝઘડો કરાવે છે. પડોશી કહેતા, "ભાઈ, અનોખો તો મૂર્ખ અને આળસુ છે અને કંઈ જ કામ કરતો નથી. તું જ આખો દિવસ મહેનત



કર્યા કરે છે અને તે નિરાંતે બેસીને ખાય છે માટે તું એનાથી જુદો થઈ જાય તો સારું. મનમાં આવે તો કામ કરે અથવા ન કરે.

"પણ અમારી પાસે છે શું કે એની વહેંચણી પછી આરામથી રહી શકીએ ?"

કલ્લુકાકા જેઓ વહેંચાણી કરાવવા માટે તથા બીજાઓને લડાવી મારવાના કામ માટે જાણીતા હતા તે આંખ મિચકારીને બોલ્યા, "દોસ્ત, જો કંઈક મળે તો કલ્લુકાકા એવી વહેંચાણી કરી આપશે કે તમે જીવનભર એમના ગુણ ગાયા કરશો."

ચોખો તૈયાર થઈ ગયો. એટલે એણે આજે અનોખાને વહેંચાણી માટે બોલાવ્યો હતો. અનોખો પિતાનું મૃત્યુ થતાં દુ:ખી તો થયો હતો તેથી તે ઉદાસ થઈને છાનોમાનો આવીને બેઠો હતો.

ચોખાએ એને જુદા થવાની વાત કરી ત્યારે તે રડવા લાગ્યો. અને બોલ્યો, "ભાઈ, પિતા પછી તમે જ મારા વડીલ છો. મને જુદો ન કરો."

અનોખાની વાત સાંભળી ન સાંભળી કરીને ચોખો બોલ્યો "ભાઈ, સાથે રહેવાની વાત તો પિતાજી સાથે ગઈ. આપણે બંને હવે મોટા થયા છીએ." તો તારું જુદું ઘર બનાવવા સમર્થ છે. ઘરનો સામાન બતાવીને કહ્યું, "આમાંથી શું-શું લઈશ?" અર્ધો અર્ધો સામાન વહેંચી લઈએ છીએ.

એ સાંભળીને અનોખો રડવા લાગ્યો. તે હતો પણ સીધો-સાદો. રૂંધાયેલા કંઠે બોલ્યો, "ભાઈ જે ફાવે તે આપી દો."

હવે તો ચોખા અને કલ્લુકાકાનું કામ સરળ બની ગયું. ચોખો મોં પર બનાવટી ઉદાસીનતા લાવીને કલ્લુકાકાને કહેવા લાગ્યો "કાકા, આ દુ:ખની વખતે મને કંઈ સમજ પડતી નથી. તમે જ વહેંચાણી કરી આપો. અમે બંને તે માન્ય રાખીશું." કલ્લુ-કાકાએ તરત જ સારો માલ ચોખાના ભાગમાં મૂક્યો. ફક્ત એક કૂતરો અને ગાય વધી એની વહેંચાણી કેવી રીતે કરવી

એની ભારે ગુંચવણ ઊભી થઈ હતી.

કલ્લુકાકા બોલ્યા, "એમ કરો કે એક એનો આગળનો ભાગ લઈ લે અને બીજો પાછળનો લે."

ચોખાએ અનોખાને પૂછ્યુ, "બોલ ભાઈ, તું કૂતરાનો આગળનો ભાગ લઈશ કે પાછળનો. તે જાણતો હતો કે અનોખો કૂતરાને ખૂબ જ ચાહે છે. તે એનો આગળનો ભાગ જ માંગશે."

ચોખાનું અનુમાન સાચું પડ્યું. અનોખાએ કૂતરાનો આગળનો ભાગ માંગ્યો અને એના માથા પર હાથ ફેરવીને પ્રેમ કરવા લાગ્યો. ચોખો કહ્યું કે, "તો પછી ગાયનો પણ તું આગળનો જ ભાગ લઈશ ને ?"

અનોખો ત્યારે એ સમજ્યો નહીં. બીજે દિવસે જ્યારે તે ગાય દહોવા બેઠો ત્યારે ચોખાએ બૂમ પાડી, 'કેમ રે, કેવો નિર્ણય થયો છે. ગાયનો પાછળનો ભાગ તો મારો છે. માટે દૂધ પર મારો અધિકાર છે."

હવે થયું એમ કે ગાય અને કૂતરાને ખાવાનું તો અનોખો ખવડાવે. કૂતરો જરૂર એના ઘરને સાચવતો હતો પણ ગાયથી એને કોઈ લાભ ન હતો. ઘરમાંથી બીજો સામાન પણ ઓછો મળ્યો હતો. એટલે તે દુઃખી થયો હતો.

એક સપ્તાહ પછી અનોખાની પત્ની પોતાના દસ દિવસના બાળકને લઈને પિયરથી પોતાને ઘેર આવી. ઘેર આવીને વહેંચાણીની ખબર પડી અને એણે માથું પછાડ્યું. તે જાણતી હતી કે એનો પતિ ઘણો જ સીધો છે. મોટાભાઈ આગળ કંઈ જ બોલી શકતો નથી. પરંતુ ચુનિયાએ વિચાર્યું કે

આ પ્રમાણેની દગાબાજી સહન કરવી એ ક્યાંનો ન્યાય કહેવાય? અન્યાય સામે માથું નમાવવું એ કાયરતા છે. એટલે સાચો ન્યાય થવો જોઈએ.

બીજે દિવસે તે પતિને સમજાવીને પંચાયતમાં લઈ ગઈ. ગામના સરપંચે બધી વાત સારી રીતે સાંભળી. પછી ચોખાને કહ્યું કે, ''આજથી તમારે બંનેએ વહેંચણીનો અદલો-બદલો કરી લેવો.'' તું અનોખાનો ભાગ લે અને અનોખો તારો ભાગ લેશે.

એ સાંભળઈને ચોખો ગભરાઈ ગયો. એમ તો એ ભાઈને જુદો કાઢીને એનું ફળ તો ભોગવી ચૂક્યો હતો. જેને તે મિત્ર સમજતો હતો તેઓ કોઈને કોઈ બહાને એનું ધન લઈ જતા હતા. અનોખા વગરની ખેતી પણ સારી રહેતી ન હતી. પહેલાં તો તેઓ હળીમળીને કામ કરતા હતા ત્યારે કંઈ ખબર પડતી ન હતી. હવે તો તે પસ્તાતો હતો કે મેં ખોટી રીતે લોકોની વાતો સાંભળીને ભાઈને જુદો કર્યો હતો.

ચોખાએ સરપંચના પગે પડીને કહ્યું, ''મારી ભૂલ થઈ ગઈ છે. મને ક્ષમા કરો. આજથી અમે બંને હળીમળીને રહીશું !''

પછી એણે અનોખાને ભેટી પડીને કહ્યું કે, ''ભાઈ, આજથી આપણે એક સાથે રહીશું. મને માફ કર.''

અનોખાની આંખોમાં પણ આંસુ આવી ગયાં. બંને ભાઈ ભેટી પડીને રડવા લાગ્યા.

એ જોઈને સરપંચ બોલ્યા, ''મને ઘણો આનંદ થયો કે તમે બંને આજે એક થઈ ગયા. ભાઈઓ, હળીમળીને રહેવામાં

જે સુખ છે તે જુદા રહેવામાં નથી. કુટુંબમાં આપણે સુખથી રહી શકીએ છીએ. એક બીજાનું ભલું ઈચ્છીએ તો કુટુંબમાં સ્વર્ગનું વાતાવરણ પેદા થાય છે. દ્વેષ કરવાથી, ઈર્ષ્યાથી, કલેશ, કંકાસ પેદા થતાં નારકીય વાતાવરણ બની જાય છે.''

ચોખાએ અને અનોખાએ પ્રતિજ્ઞા કરી કે હવે એક બીજાના ભલા માટે કામ કરીશું. કુટુંબમાં હંમેશાં સ્નેહ અને આત્મીયતાનું વાતાવરણ ઊભું કરીશું. કલેશ છોડીને બાળકોને સારા સંસ્કારી બનાવવા આપણે સમય લગાવવો પડશે. હવે બંને પોતાની બુદ્ધિથી કામ કરશે.

ત્યાર પછી તેઓના મનમાં એક નવો સંકલ્પ હતો.

# રાજકુમારની ચતુરાઈ

સમ્રાટ સૌમિત્રસેન પોતાની રત્નજડિત ગાદી પર બેઠા હતા. એના મોં પર પ્રસન્નતા છવાયેલી હતી. રાજાની ચારે બાજુ બેઠેલા બધા સભાસદ-મંત્રી મુક્ત કંઠે રાજાની કુશળ નેતાગીરીનાં વખાણ કરી રહ્યા હતા. વાત પણ એવી જ હતી. ગઈ કાલે જ સૌમિત્રસેને પોતાના શત્રુ રત્નપુરના રાજાને યુદ્ધમાં એવો નસાડ્યો કે તે યુદ્ધનું મેદાન છોડીને જતો રહ્યો.

સભાસદો રાજાનાં એટલાં બધાં વધુ પડતાં વખાણ કરી રહ્યા હતા કે એનો ઘમંડ વધતો જતો હતો. ડાબી બાજુએ બેઠેલા એક ચારણ એવી રીતે રાજાનાં વખાણ કરતી કવિતા બોલી રહ્યો હતો કે, ''મહારાજ ! તમારી કીર્તિથી આખો સંસાર ઊજળો બન્યો છે. એથી દેવતાઓ ઘણા દુઃખી થઈ ગયા છે. ઈન્દ્ર પોતાના હાથી, બ્રહ્મા-હંસ, વિષ્ણુ-ગરૂડ, ક્ષીર-સાગર અને શંકર કૈલાસને શોધતા ફરી રહ્યા છે.''



ચારણની સ્તુતિ સાંભળીને રાજા બોલ્યો- 'ખરેખર હું કેટલો બધો મહાન છું. મારામાં કેટલું બધું બળ છે. રત્નપુરના રાજાને કેવી રીતે હરાવ્યો છે. એવો બીજો કોઈ છે કે મને હરાવી શકે? રાજાને મદિરાના નશા સાથે વખાણનો નશો ચઢતો જતો હતો.

એટલામાં જ રાજાની નજર રાજકવિ ચાલુક્ય તરફ ગઈ. તે છાનોમાનો બેઠો હતો અને રાજાનાં વખાણ માટે કંઈ જ બોલતો ન હતો.

તે પૂછવા લાગ્યા, ''રાજકવિને અમારા વિજય માટે આનંદ થયો લાગતો નથી.''

''એમ કેમ કહેવાય, મહારાજ!'' રાજકવિ બોલ્યો.

''તો મારાં વખાણ માટે કેમ કંઈ બોલતો નથી ?''

''માફ કરો રાજન ! હું ફક્ત ભગવાનનાં જ વખાણ કરું છું. એમની શક્તિનાં વખાણ લખું છું અને એની શક્તિથી જ

તમારો વિજય થયો છે.''

આટલું સાભળતાં જ રાજાની આંખો ખેંચાવા લાગી. લાંબી મૂછો ચઢાવીને ગુસ્સો કરીને બોલ્યો, ''રાજકવિ ચાલુક્ય, ઈશ્વર એ શું છે ? રાજ્યનો કર્તા-હર્તા હું જ છું. તમે ઈશ્વરની ઈચ્છાથી નહીં, મારી ઈચ્છાથી જ રાજકવિ બન્યા છો. હું તમને એક સપ્તાહની મુદત આપું છું. મારી પ્રશંસાની કવિતા લખો નહિ તો પછી આઠમા દિવસે તમને ફાંસી પર લટકાવી દેવામાં આવશે.''

ચાલુક્ય એ પછી કંઈ જ બોલ્યો નહીં. કંઈ પણ બોલવાથી રાજાનો ક્રોધ વધશે એમ માનતો હતો. પણ મનમાં વિચારવા લાગ્યો કે હું આત્માનું ખૂન કરીને કંઈ જ લખીશ નહિ. હું કવિ છું. બ્રહ્માની જેમ મહાન છું. મારું કામ ખોટું બોલ્યા કરવાનું નથી.મનુષ્યોને સન્માર્ગની પ્રેરણા આપવી એ મારું કર્તવ્ય છે.

રાજકવિ મોતની સજાની રાહ જોવા લાગ્યો. તે રોજ ભગવાનના ધ્યાનમાં ડૂબ્યો રહેતો હતો. આત્મા - પરમાત્મા માટે ચિંતન-મનન કર્યા કરતો હતો.

દૈવયોગની વાત છે કે એ વાત બન્યા પછી ચાર દિવસે રાજમહેલમાં હાહાકાર મચી ગયો. સાપ કરડવાથી રાજાનો એકનો એક પુત્ર મરી ગયો. રાજા માથું પછાડી-પછાડીને રડતો હતો. ''હે ભગવાન ! આ તેં શું કર્યું ? આના કરતાં તો તું મારો જીવ લઈ લે. હવે હું કેવી રીતે જીવીશ.''

કવિને જોતાં જ રાજા રડી પડ્યો. ''રાજકવિ ! ભગવાને મારી આંખો ખોલી નાંખી છે. એની ઈચ્છા પ્રમાણે જ બધું થાય છે. અત્યાર સુધી હું ખોટા અભિમાનમાં ડૂબ્યો રહ્યો હતો.

એની જ મને આ સજા મળી છે.''

"સાચું કહ્યું પિતાજી !" એકાએક મરી ગયેલો પુત્ર બોલી ઊઠ્યો.

બધા આશ્ચર્ય સાથે દંગ બની ગયા. રાજાએ એને લઈને છાતીએ લગાડ્યો. એનું માથું પકડીને ગળગળો બનીને ફક્ત એટલું જ બોલ્યો "હા બેટા."

ખરેખર વાત એમ બની હતી કે રાજકવિને ફાંસીની સજા થવાની વાત સાંભળીને રાજકુમારને ઘણું દુઃખ થયું હતું. તે જાણતો હતો કે કવિ ક્યારેય એમ કરશે નહીં . કવિને બચાવવા માટે એણે આ નાટક કર્યું હતું. યોગાભ્યાસથી શરીરને ઠંડું બનાવી દીધું. સેવકે યોજના પ્રમાણે રાજકુમારના મર્યાની વાત બહાર પાડી હતી. પછી રાજાએ ભગવાનનાં વખાણ માટે ચાલુક્યને મહાકાવ્યો લખવા માટે અનુરોધ કર્યો.

# ધનવાન કોણ ?

ઘણા દિવસ પહેલાની વાત છે. બલખમાં ઈબ્રાહીમ નામનો બાદશાહ રાજ્ય કરતો હતો. એકવાર એને ધનની જરૂર પડી. પ્રજા પર તે કર નાંખવા ચાહતો ન હતો કેમ કે બાદશાહ જાણતો હતો કે એમ કરવાથી ગરીબો દુ:ખી થશે.

એટલે ઈબ્રાહીમે રાજ્યમાં જાહેરાત કરીને બાદશાહને રાજ્યના વિકાસ માટે ધનની જરૂર છે. જે ધનવાન હોય અને પોતાની ઈચ્છાથી ધન આપવા ખુશ હોય તે બાદશાહ પાસે આવે.

બીજે દિવસે શહેરનો સૌથી ધનવાન ગણાતો વ્યક્તિ

બાદશાહ પાસે આવ્યો અને બાદશાહના હાથમાં સોનામહોરોથી ભરેલી થેલી આપી.

"નામદાર ! મારી આટલી સેવાનો સ્વીકાર કરો" નમીને બાદશાહને પ્રણામ કરતાં તે બોલ્યો.



બાદશાહ એ ધનવાનને સારી રીતે ઓળખતો હતો. તે ધનવાનની સાથે સાથે કંજૂસ પણ હતો. પૈસાનો સંગ્રહ કરતો હતો. તેથી ખર્ચ કરવાનું એને ગમતું ન હતું એને ધનની એટલી બધી ભૂખ હતી કે સવારથી સાંજ સુધી ધન કમાવવામાં જ મશગુલ રહેતો હતો.

બાદશાહ ક્ષણભેર એના તરફ જોઈ રહ્યો અને બોલ્યો, "મે તો ફક્ત ધનવાન પાસેથી જ ધનની માંગણી કરી છે."

"હજૂર, માફ કરજો, હું તો તમારી દયાથી જ શહેરનો સૌથી મોટો ધનવાન વ્યક્તિ બન્યો છું." ઘણી નમ્રતાથી એણે કહ્યું.

"પણ મારી દષ્ટિએ ધનવાન એ છે કે જે પાઈ પાઈ ભેગી કરીને રાખે છે. હું તો એવાને ધનવાન માનું છું કે જે બીજાની સેવા માટે - ઉપકાર માટે પોતાના ધનનો ઉપયોગ કરે છે. તે વ્યક્તિને ધનની લાલચ હોતી નથી. જેને લાલચ હોય તેને ધનવાન કેવી રીતે કહેવાય ? જે પોતાના માટે પણ ખર્ચ કરતો નથી કે બીજાને આપતો નથી તેને ધનવાન કેવી રીતે કહેવાય? કદાચ કોઈ ગરીબને ધનની જરૂર ન હોય અને જે એની પાસે છે એટલાથી જ સંતોષ માને છે, એને જ ધનવાન માનું છું. તે જો મને એક પૈસો પણ આપે તો પણ હું તેને પૈસાદાર માનીશ. કેમ કે તે મનનો ઉદાર હોય છે. એટલે ખરેખર તે ધનવાન છે."

નગરશેઠે શરમથી માથું નમાવી દીધું. સોનામહોરોથી ભરેલી થેલી લઈને ચૂપચાપ પાછો જતો રહ્યો.

# સૌંદર્યનું રહસ્ય

એક પ્રસિદ્ધ ચિત્રકાર હતો. એકવાર એણે વિચાર્યું કે કોઈ એક બાળકનું એવું ચિત્ર તૈયાર કરવું જોઈએ કે એને જોતાં જ મનમાં પ્રેમ ઉભરાય, કોમળતા, કરુણા અને શાંતિની લાગણીઓ ઉભરાવા લાગે.

ચિત્રકાર એવા બાળકની તપાસ કરતો રહ્યો. એક દિવસ એની મહેનત સફળ થઈ. તેને એક એવું જ બાળક મળી ગયું કે જેને જોતાં જ મન શાંતિથી ભરાઈ જાય.

ચિત્ર ખૂબ જ સુંદર બન્યું. તે એટલું બધું ભવ્ય અને આકર્ષક હતું કે એની નકલો ખૂબ જ ઝડપથી વેચાઈ ગઈ. ચિત્રકારને ઘણું જ ધન અને આબરૂ મળી.

ધીરે-ધીરે એ ચિત્રકારે મનુષ્યના જુદા જુદા આકારનાં

મુખચિત્રો બનાવ્યાં. તે ભાવચિત્ર પણ બનાવતો હોવાથી પ્રખ્યાત થઈ ગયો. ઘડપણમાં તે વિચારવા લાગ્યો કે મેં માનવ સૌંદર્યનાં ચિત્રો તો અનેક બનાવ્યાં પણ હવે મારે ખરાબ-ભયંકર અને ડરાવે તેવી વ્યક્તિનાં ચિત્રો બનાવવાં જોઈએ.

એણે એવી વ્યક્તિઓની ઠેર ઠેર તપાસ કરી કે જેને જોતાં જ બીક લાગે કે જેનું મોં ભયંકર હોય અને તેમાંથી ભયંકરતા જ ટપકતી હોય. પણ એની શોધમાં સફળતા મળતી જણાઈ નહીં. નિરાશ થઈને એણે પોતાના વિચાર કરવાનું છોડી દીધું. ત્યારે એના મિત્રએ જણાવ્યું કે એણે જે અપરાધીને ફાંસીની સજા આપવાની હોય એવી વ્યક્તિને મળવું જોઈએ. કદાચ સફળતા મળે.



ચિત્રકારને એ વિચાર ગમ્યો. તે ઉચ્ચ અધિકારીની પરવાનગી લઈને જેલમાં ગયો. ત્યાં એને પસંદ પડે એવી વ્યક્તિ મળી ગઈ. તે એટલો ભયંકર લાગતો હતો કે ચિત્રકારને એની પાસે બેસતાં જ ડર લાગતો હતો. અમલદારો પાસેથી એને

એટલું તો જાણવા મળ્યું કે એણે અનેક વ્યક્તિઓનાં ક્રૂર-ઘાતકી રીતે ખૂન કર્યાં છે. એટલે એને આઠ દિવસ પછી ફાંસી આપવાની છે.

ચિત્રકારે જેમ તેમ પોતાના ડર પર કાબુ રાખ્યો અને તેનું ચિત્ર બનાવવામાં તલ્લીન થઈ ગયો.

થોડીવાર પછી કેદી બૂમ પાડી ઊઠ્યા, "તું શા માટે મારું ચિત્ર બનાવી રહ્યો છે ?"

હું આ શહેરનો જાણીતો ચિત્રકાર છું. મને જુદા જુદા મનુષ્યોનાં ચિત્ર બનાવવાનો શોખ છે. ચિત્રકાર પોતાનાં કામમાં તલ્લીન થઈ જતો હતો.

"ચિત્ર બનાવીને તમે શું કરો છો ?"

"એને હું છપાવી દઉં છું, જે લોકો ખરીદી લે છે."

એ સાંભળીને કેદીની આંખો ભરાઈ આવી. એને લાગ્યું કે લોકો એના ચિત્રને ભયંકર ખૂની વ્યક્તિ તરીકે ઓળખશે. ચિત્રકારને જોતાં તે ધ્રુસકે-ધ્રુસકે રડી પડ્યો.

"અરે, અરે, આ તું શું કરી રહ્યો છે ?" ચિત્રકાર ગભરાઈને ઊભો થઈ ગયો.

"સાંભળો", કેદી રડતાં રડતાં બોલી રહ્યો હતો કે "તમે વીસ વર્ષ પહેલાં એક બાળકનું ચિત્ર બનાવ્યું હતું. તે ઘણું જ લોકપ્રિય બન્યું હતું અને અનેક વ્યક્તિઓએ પોતાના ઘરમાં લટકાવ્યું હતું."

"હા, હા, બનાવ્યું હતું. તેં પણ તારા ઘરમાં લગાવ્યું હતું કે નહીં ?", ચિત્રકારે પૂછ્યું.

"હું જ એ બાળક છું. મને યાદ આવી રહ્યું છે, તમે જ મારું ચિત્ર બનાવવા આવ્યા હતા ત્યારે તમે મને મીઠાઈ, ફળ-



કપડાં વગેરે આપ્યાં હતાં,'' કેદીએ કહ્યું.

ચિત્રકારને ઘણી જ નવાઈ લાગી. તે એક ધ્યાનથી જોઈને પૂછવા લાગ્યો કે, ''ભાઈ, પણ તું અહીં આ સ્થિતિમાં કેવી રીતે આવ્યો ?''

કેદી પોતાનાં આંસુ લૂછીને કહેવા લાગ્યો કે ''જ્યારે ચિત્રકારે એનું ચિત્ર બનાવ્યું ત્યારે તે દશ વર્ષનો હતો. એની માતા બે વર્ષ પછી મરણ પામી. પિતા તો એના જન્મની સાથે જ વિદાય થયા હતા. એની મા લાકડાં કાપીને જીવન ચલાવતી હતી. એની મા શિખામણ આપતી કે, ઈમાનદારી અને મહેનતની જ કમાણી ગ્રહણ કરવી, ખરાબ વિચારો કરવા નહીં. જે જેવું વિચારે છે તે તેવો જ બની જાય છે. આપણું મોં દર્પણની જેમ આપણા ભાવ બતાવે છે. સારા વિચારો કરો, માનો અને તેનું આચરણ કરો. પછી જુઓ કે તેનો કેવો પ્રભાવ પડે છે.''

માને યાદ કરતાં કરતાં કેદી રડી પડ્યો. પછી આગળ જણાવ્યું કે, માના મૃત્યુ પછી તે એક દિવસ જંગલમાં લાકડાં કાપી રહ્યો હતો ત્યારે ડાકુઓના હાથમાં ઝડપાઈ ગયો. ડાકુઓએ એને પોતાની ટોળીમાં સામેલ કરી દીધો. પહેલાં તો તે ત્યાંથી ભાગી છૂટવાનો વિચાર કરતો હતો પણ ધીરે ધીરે તેને એ કામમાં-બીજાનું ખૂન કરવામાં, લૂંટવામાં મજા પડવા લાગી. અત્યાર સુધીમાં પચાસથી પણ વધુ ખૂન કર્યા છે.

''ભાઈ, હું તમને જોતાં જ સમજી ગયો હતો કે મનની લાગણી ચહેરાની આકૃતિને ક્યાં સુધી બદલી શકે છે.'- ચિત્રકાર બોલ્યો.

કેદીએ કહ્યું, '' હવે તો હું રાતદિવસ ભગવાનને એ જ પ્રાર્થના કરું છું કે આવતા જન્મમાં કદાચ મને મનુષ્ય બનાવે તો ભલે કંઈ આપે કે ન આપે પણ મારા વિચાર ચોક્કસ નિર્મળ, પવિત્ર રાખે. જેથી હું મનુષ્ય જન્મને કલંકિત ન કરું.''

આજે ચિત્રકારને સૌંદર્યનું રહસ્ય પણ સમજાઈ ગયું.

# સોદાગરની નીડરતા

ઘણા સમય પહેલાં કૌશલ દેશમાં એક રાજા રાજ્ય કરતો હતો. એને સારા સારા ઘોડા પાળવાનો શોખ હતો. પરંતુ રાજાને એ બાબતમાં કંઈ પણ જ્ઞાન હતું નહીં કે કયો ઘોડો ખૂબ સારો છે. તે જો કોઈ જાડો ઘોડો જોઈ જતો તો તેની મોં માગી કિંમત આપીને ખરીદી લેતો.

રાજાની આ ટેવની જાણ ધીરેધીરે પોતાના રાજ્ય સિવાય દૂર દૂરના વેપારીઓને થઈ ગઈ. મોટા ભાગના સોદાગર એમ કરતા કે દેખાવમાં સારા અને જાડા ઘોડા લઈને જતા અને

રાજાની આગળ એનાં ખોટા વખાણ કરતા અને પછી મોં માગી કિંમત લઈ ખુશ થઈને ચાલ્યા જતા.

આ પ્રમાણે રાજ્યનું ધન ખુશામતખોરોના હાથમાં જવા લાગ્યું. એ જોઈને મંત્રીને ઘણું દુઃખ થયું. તેણે રાજાને પણ



કહ્યું કે, ''મહારાજ ! એ સોદાગરો સાધારણ ઘોડાને અરબી ઘોડા બતાવીને પૈસા પડાવી જાય છે. આ પ્રકારે બીજાની વાત પર વિશ્વાસ રાખીને ઘોડા ખરીદવા ઉચિત નથી.''

છતાં પણ રાજાએ પોતાની હઠ છોડી નહી. મંત્રી ઘણો જ વફાદાર હતો અને તે કોઈ પણ પ્રકારે રાજાને બોધપાઠ ભણાવવા ઈચ્છતો હતો. રાજધનની આવી બરબાદી તે જોઈ શકતો ન હતો.

કૌશલ નગરીમાં ઘોડાનાં બધાં જ લક્ષણો પારખનારો એક સારો વેપારી પણ રહેતો હતો - પોતાના જ્ઞાનને લીધે તે દૂર દૂર સુધી પ્રખ્યાત હતો તે ક્યારેય રાજદરબારમાં જતો ન હતો.

તે જાણતો હતો કે રાજા ખુશામતખોરોનાં વાતાથી ખુશ રહેતો હતો જ્યારે કે તે સોદાગર સદૈવ સાચી વાતનો આગ્રહ રાખતો હતો.

મંત્રી તે વેપારી પાસે ગયો અને ઘણીવાર સુધી એની સાથે વાતો કરી. ખૂબ જ નિવેદન - વિનંતી કરવાથી તે વેપારી રાજસભામાં જવા માટે તૈયાર થયો

બીજે દિવસે પણ પ્રતિદિન પ્રમાણે એક ઘોડાનો વેપારી ઘોડા લઈને ત્યાં આવ્યો. ઘોડા દેખાવમાં ખૂબ જ સુંદર હતા. દૂધ જેવા સફેદ રંગનો ઘોડો લાંબો - જાડો હતો. રાજા તેને જોતાં જ ખુશ થઈ ગયો. વેપારી બોલ્યો, ''રાજન, આ ઘોડો હમણાં જ અરબસ્તાનથી આવ્યો છે. હું એને તરત જ લઈને અહીં ચાલ્યો આવું છું. તે આપના ઘોડા બળની શોભા વધારે એ મારું સૌભાગ્ય કહેવાશે. તમારા જેવા ઘોડાપારખું કોઈ થયા નથી અને થશે પણ નહીં.''



રાજા પોતાનાં વખાણ સાંભળીને ખુશ થયો. તે બોલ્યા, ''મંત્રીજી, તેને ઘોડાના બદલામાં પાંચસો સોનામહોરો આપી દો.''

એટલામાં જ ઘોડા લઈને બીજી એક વ્યક્તિ આવી. તે બોલ્યો, ''મહારાજ! આ શુદ્ધ અરબસ્તાની ઘોડો છે. એનામાં દરેક ગુણ છે. તે ત્રણસો માઈલ સુધી ચાલીને જતાં થાકતો નથી. આવો ઘોડો તમારી અશ્વશાળામાં પણ નહીં હોય. જો આપને પસંદ હોય તો ખરીદી લો.''

રાજાએ જોયું કે પહેલા સોદાગરના ઘોડા જેટલો સુંદર પણ ન હતો અને નબળો પણ હતો.

રાજાએ પહેલા ઘોડા તરફ ઈશારો કરતાં કહ્યું, '' જુઓ, તમારા ઘોડા કરતાં તો આ ઘોડો સારો છે.''

પહેલા ઘોડાના માલિકે કહ્યું, '' હા, હા, મહારાજ, મારા ઘોડા જેવો એ છે જ ક્યાં ?''

હવે બંને વેપારીઓ વચ્ચે વિવાદ ઊભો થયો અને બંને પોતપોતાના ઘોડા સારા સાબિત કરવા તર્ક કરવા લાગ્યા.

રાજાએ તેઓની લડાઈ શાંત કરવા દરબારીઓ પાસે નિર્ણય માંગ્યો.

અનેક એવા દરબારીઓ પણ હતા કે જેઓ રાજાની ખુશામત કરતા હતા. તેઓ બોલ્યા,''મહારાજ, તમે તો ઘોડાના મોટા જાણકાર છો. તમારી વાત જૂઠી કેમ હોઈ શકે ?''

હવે તો રાજાને પણ ગુસ્સો આવ્યો. તે બોલ્યા કે, ''જૂઠું બોલવાના અપરાધમાં બીજા વેપારીને ૫૦૦ કોરડા મારવામાં

આવે.''

બધા વિચારતા હતા કે વેપારી કરગરી પડશે. માફી માંગશે પણ તેવું કંઈ જ થયું નહીં. તેણે વિચાર્યું કે હું જૂઠું બોલ્યો નથી તો ગભરાઉં શા માટે ? તે ગર્વથી છાતી ફુલાવીને બોલ્યો, ''તમે બધા જે ઘોડાને સારો બતાવો છો તે ઘોડો જ્યારે બે મહિનાનો હતો ત્યારે તે પડી ગયો હતો અને તેની અસર આજે પણ એના પગમાં છે. તેથી તે વધુ ઝડપથી દોડી શકતો નથી, ન તો તે દૂર સુધી દોડી શકે છે.''

અત્યાર સુધી ચુપચાપ બેઠેલો મંત્રી એકાએક બોલી ઊઠ્યો ''સાચે સાચું બતાવજે નહિ તો તને બેવડી સજા કરવામાં આવશે.''

હવે પહેલો વેપારી પણ ગભરાઈ ગયો. તે હાથ જોડીને બોલ્યો, ''જી મહારાજ.''

રાજાને આથી ઘણું આશ્ચર્ય થયું કે બીજા વેપારીએ આ વાત કેવી રીતે જાણી. પૂછવાથી જાણવા મળ્યું કે ઘોડાના પાછળના પગ પર એક નિશાન હતું એટલે તેણે એમ કહ્યું હતું.

બીજો વેપારી કહી રહ્યો હતો કે મહારાજ, બંને ઘોડાને એક સાથે દોડાવવાથી સાચું શું છે તેની ખબર પડી જશે.

રાજાએ ક્રોધ ભરી આંખોથી પહેલા વેપારી તરફ જોયું. તે હાથ જોડીને કહી રહ્યો હતો કે, ''એની વાત સાચી છે. મને માફ કરી દો.''

રાજાએ ગુસ્સામાં આવીને કહ્યું કે એના ઘોડાને રાખી દો અને એને અહીંથી કાઢી મૂકો. રાજાના અંગરક્ષકોએ તેને ધક્કા મારીને બહાર કાઢી મૂક્યો.

"તમે તો ઘોડાના ખૂબ પરીક્ષક લાગો છો. ક્યાંથી આવો છો ?" રાજાએ બીજા વેપારીને પુછ્યું.

વેપારીએ તરત જ પોતાની નકલી દાઢી કાઢી નાંખી. રાજાએ જોયું કે આ તો રાજ્યનો પ્રસિધ્ધ સોદાગર છે. બીજાની વાતો સાંભળીને રાજાએ એનો તિરસ્કાર કર્યો હતો તેથી તે રાજદરબારમાં આવતો પણ ન હતો.

હવે રાજાની આંખો ખૂલી ગઈ. એની સમજમાં આવી ગયું કે બીજા લોકો તેને કેવી રીતે ઠગે છે. રાજાએ તરત જ અશ્વશાળામાં સોદાગરની નિયુક્તિ કરી દીધી.

આ સાથે સાથે કૌશલ દેશમાં રાજાએ પણ જાહેરાત કરી દીધી કે જો કોઈ ખામીવાળો અને સાધારણ ઘોડો દરબારમાં લાવશે અને ખોટાં વખાણ કરશે તેને ૫૦૦ કોરડાનો માર પડશે અને તેનો ઘોડો છિનવી લેવામાં આવશે.

ત્યાર પછી ત્યાં એવા કોઈ પણ વેપારીઓ ન આવ્યા કે જેઓ જૂઠું બોલીને રાજ્યનું ધન પડાવવાની કોશિષ કરતા હતા.

## હાથીની સમજશક્તિ

સોનુ સિંહ જ્યારે વૃધ્ધ થયો ત્યારે વિચારવા લાગ્યો કે હવે મારે સંસારમાંથી મન હટાવી લેવું જોઈએ. મેં જીવનભર સારાં-ખોટાં કર્મો કર્યાં છે. હવે મન લગાવીને ભગવાનનું ભજન કરવું જોઈએ.

સોનુએ તરત જ પોતાના પુત્રને ગાદીએ બેસાડી દીધો અને પોતે માળા લઈને ભગવાનનું ભજન કરવા લાગ્યો.

પૂજા કરતાં કરતાં સોનુનું મન ભગવાનનાં ચરણોમાં



આળોટવા લાગ્યું. એક દિવસે બગલા ભગતે કહ્યું કે, ''ગુફામાં ભગવાનનું ચિત્ર લગાવવું અને મનને એના તરફ આકર્ષિત કરવાનો પ્રયાસ કરવો.''

સિંહે એ પ્રમાણે કર્યું. એણે પોતાના રાજ્યના કુશળ ચિત્રકાર વિશાળ હાથીને બોલાવ્યો. વિશાળ હાથીએ વાત સાંભળી પછી સૂંઢમાં બ્રશ પકડીને ભગવાનનું ચિત્ર જોતજોતામાં ગુફાની દીવાલ પર બનાવી દીધું.

ચિત્ર ઘણું જ સુંદર બન્યું હતું. સિંહ એમાં મન લગાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. થોડા દિવસ તો એમાં મન લાગ્યું પણ ફરી પાછી એને અરુચિ થવા લાગી.

ત્યારે ફરીથી સિંહે વિશાળને બોલાવ્યો અને બીજા

ભગવાનનું ચિત્ર તૈયાર કરાવ્યું. એક-બે દિવસ તો એની પૂજા કરી પરંતુ એમાં પણ વધુ વખત સુધી મન ટક્યું નહીં.

થોડા દિવસ પછી ફરી વિશાળને બોલાવીને ત્રીજું ચિત્ર બનાવડાવ્યું. સિંહે એ પણ વિચાર્યું કે દિવસભર ભગવાનનાં ચિત્રો બનાવવાં એમાં જ સાચી ભક્તિ છે. તે ચિત્રોની આરતી ઉતારતો, ફૂલ, અગરબત્તી કરતો અને વિચારતો કે મેં ભગવાનની સાચી પૂજા કરી છે. પછી આખો દિવસ મસ્તીમાં ખાઈ-પીને પડ્યો રહેતો અને જેની-તેની નિંદા કરતો હતો.

ધીરે ધીરે બધાં જાનવરો જાણી ગયાં કે સોનુ સિંહ ઘણો મોટો ભક્ત બની ગયો છે. પોતાનાં વખાણ સાંભળવાનું કોને ન ગમે ? સોનુ સિંહ પણ જ્યારે પોતાનાં વખાણ સાંભળતો ત્યારે તે ફુલાઈ જતો હતો.

એણે વિચાર્યું કે જો હું આખી ગુફામાં ભગવાનનાં ચિત્રો



બનાવડાવું તો મારાં ઘણાં જ વખાણ થશે. મહાન ભક્ત તરીકે મારી ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાશે.

સોનુએ એમ જ કર્યું. વિશાળને બોલાવી ભગવાનનાં ચિત્રો બનાવવા કહ્યું. વિશાળ મનમાં ને મનમાં ચીઢાયો પરંતુ આ તો એના રાજ્યનો ચિત્રકાર હતો. એટલે તે સાફ ઈન્કાર પણ કેવી રીતે કરી શકે ? વિશાળ ચિત્રો બનાવતો રહ્યો અને વિચારતો રહ્યો કે કેવી રીતે હું સિંહને સન્માર્ગ પર લાવું ? ભગવાનની આળ લઈને તો ભજનના નામ પર તે વધારે ને વધારે અભિમાનના ખાડામાં ગબડે જતો હતો.

છેવટે હાથીને એક ઉપાય મળ્યો. એણે બધી જ દીવાલો પર ચિત્રો તો બનાવ્યાં પણ જ્યારે એક ચિત્રની જગ્યા બાકી રહી ત્યારે ત્યાં કાળો રંગ લગાવ્યો અને સિંહને કહ્યું કે જ્યારે કાળો રંગ સુકાઈ જશે ત્યારે ચિત્ર બનશે.

વિશાળ હાથી દરરોજ આવતો અને કાળો રંગ લગાવીને જતો રહેતો. એક મહિના સુધી આમ ચાલ્યા કર્યું. એક દિવસ સિંહે ગુસ્સો કરીને કહ્યું, ''ચિત્રકાર મહોદય, આ કયા લોકનું ભવ્ય ચિત્ર બનાવો છો ? તે ક્યારે પૂરું થશે ?''

મહારાજ, ભૂલચૂક માફ કરજો નાના મોંએ મોટી વાત કરવી સારી નહીં, પણ કહ્યા વગર રહી શકતો નથી.

''હા, હા, કહો'' સિંહે કહ્યું.

''તમે આ બધાં ચિત્રો શા માટે બનાવડાવ્યાં છે ?'' સિંહ બોલ્યો,'' એ ચિત્રોથી મારું મન પવિત્ર બને અને મન લાગે એટલા માટે.''

હાથી ગંભીરતાથી બોલ્યો, ''મહારાજ, ગુનો માફ કરજો.

ચિત્રોથી મન ક્યારેય પવિત્ર થતું નથી. મન ઘણું ચંચળ છે. એ તો સારા વિચારો કરવાથી પવિત્ર બને છે. જ્યાં સુધી લોભ-

અભિમાનની કાળી શાહી છે ત્યાં સુધી મન કાળુ રહે છે. ત્યાં સુધી એના પર ચિત્ર બનાવી ન શકાય. સાચા મનથી ભજન કરનારને જ ભગવાન મળે છે.''

''ત્યારે તું રોજ એટલા માટે જ કાળો રંગ લગાવે છે?''

''જો ભાઈ, તું આજથી મારો ગુરુ. તેં મારી આંખો ખોલી નાંખી છે.'' પછી સિંહે ચિત્રોનો મોહ છોડી દીધો અને તે દરેક સ્થળે ભગવાન છે એમ માનીને પૂજા કરવા લાગ્યો.

## શક્તિની સાર્થકતા

એક વખત હિરણ્યક ઉંદર પોતાનાં બાળકો સાથે ઘરમાં બેઠો હતો. બધાં પોતપોતાની વાતો કરતાં હતાં કે આજે કોણે શું કર્યું. કેવી રીતે દિવસનો સદુપયોગ કર્યો ? બીજાઓની શી સેવા, સહાયતા કરી. એટલામાં જ એકાએક ધરતીકંપ થયો. હિરણ્યક બધાની સાથે દરમાંથી બહાર નીકળી આવ્યો. બે સેકંડમાં ધરતીકંપ પૂરો થયો, પરંતુ એથી હિરણ્યકનું દર પૂરાઈ ગયું.

ઉંદર ખૂબ જ દુઃખી થયો. એટલામાં જ જોરશોરથી તોફાન શરૂ થયું. તે વિચારવા લાગ્યો કે પરિવારના પ્રાણોની રક્ષા કરવા ક્યા સ્થળ પર જતો રહું. ત્યાં જ એને પોતાની બહેનપણી શ્વેતા બકરીની યાદ આવી. તે ઉંદરના દરથી ચાર ફર્લાંગ દૂર વાડામાં રહેતી હતી.

તોફાનમાં તે જેમ તેમ કરીને ઝાડ નીચે ચાલતો ચાલતો શ્વેતાના વાડામાં પહોંચી ગયો. ઝડપભેર ચાલવાથી બંને પતિ-પત્ની હાંફતાં હતાં. તેમનાં હૃદય ધડકી રહ્યાં હતાં. તે આખાં પલળી ગયાં હતાં અને રૂંવાડાં ઊભાં થઈ ગયાં હતાં. બાળકોને

પોતાની પીઠ પર બેસાડીને લાવ્યાં હતાં. તે ઠંડીને લીધે ધ્રુજતાં હતાં.

હિરણ્યકે જોરથી બારણું ખખડાવ્યું.

"કોણ છે?" અંદરથી અવાજ આવ્યો, "હું તમારો મિત્ર છું," હિરણ્યક બોલ્યો. શ્વેતા પોતાના મિત્રને ઓળખી ગઈ. તેણે તરત જ બારણાં ખોલવા માટે આદેશ કર્યો.

બધાં ખૂબ જ કાંપતા હતાં. શ્વેતાએ એમને ઊનના ઢગલામાં બેસાડી દીધાં. ગરમ ગરમ ચા પીવડાવી ત્યારે કંઈક ઠંડી ઓછી થઈ અને ધ્રુજતા બંધ થયાં.

બે ત્રણ દિવસ સુધી શ્વેતાએ મિત્રને જવા દીધો નહીં તેને મહેમાન બનાવીને રાખ્યો. હિરણ્યકે વિચાર્યું કે પડ્યા પડ્યા અત્યાર સુધી ખાધું, હવે નવું દર બનાવવું જોઈએ. મિત્ર પર વધુ ભાર નાંખવો જોઈએ નહીં. મિત્ર હોય કે સંબંધી, બે-ચાર દિવસ રહ્યા પછી એનું માન ઘટે છે.

શ્વેતાએ ઘણા દુઃખથી ઉંદરને જવાની રજા આપી. પોતાની બહેનપણી પાસેથી ભેટ-સોગાદ તથા રસ્તાનું ભોજન લઈને પછી જલદીથી પાછા આવવાનું કહીને હિરણ્યક પોતાના પરિવાર સાથે જવા નીકળી પડ્યો.

થોડે દૂર ગયા પચી બચ્ચાં થાકી ગયાં એટલે ઉંદર એમને લઈને વડના એક ઝાડ નીચે જવા લાગ્યો. વિચાર્યું કે ભોજન કરી, આરામ કરીને પછી આગળ ચાલીશું. ઉંદરનો એક નાનો પુત્ર સૌથી આગળ ચાલતો હતો. એને ભાન ન રહ્યું અને વડ નીચે સૂતેલા એક જંગલી ભૂંડ સાથે અથડાઈ પડ્યો. ભૂંડ જાગી ગયું તે લાલ આંખ કરી અને નાક ઊંચું કરીને ઘુરકવા લાગ્યું.



ક્રોધે ભરાઈને બચ્ચાને પકડવા હાથ લાંબો કર્યો અને પકડીને પછાડીને અધમુઉં કરી નાંખ્યું.

"એને છોડી દો, એને છોડી દો દાદા." ઉંદરની પત્નીએ કહ્યું "એ અણસમજુ બાળક અજાણથી તમને અથડાયું છે. એનો ગુનો માફ કરો." ઉંદર હાથ જોડીને માથું નમાવી બોલ્યો.

"ચાલ, મને સમજાવે છે. આજે તો હું તેને મારીને જ છોડીશ." ભૂંડ ગુસ્સામાં આવીને બોલ્યું.

હિરણ્યક વારંવાર માથું નમાવીને બચ્ચાને છોડાવવા વિનંતી કરવા લાગ્યો પણ ભૂંડે કંઈ ન સાંભળ્યું. ત્યારે ઉંદર બોલ્યો, " દાદા, શક્તિ ત્યારે જ સાર્થક બને કે જ્યારે બીજાનું ભલું કરવામાં આવે. એવા જ બળવાન ધન્ય છે કે જે બીજાને મદદ કરે છે, ઊંચા ઉઠાવે છે. એવી શક્તિથી શું લાભ કે જે નિર્બળોને હેરાન કરે છે?"

હવે તો ભૂંડ વધુ કડક બન્યો. હાથ હલાવતાં બોલ્યો, "નાસો નહીં તો તમને બધાને મારી નાંખીશ."

ઉંદરનું બચ્ચું ભૂંડની પકડ ઢીલી પડતાં જ નાસ્યું. ઉંદરની

પત્નીએ તરત જ એને મોંમાં દબાવ્યું અને તે પણ ત્યાંથી ભાગી. ઉંદર અને બીજું બચ્ચું પણ ત્યાંથી ભાગી છૂટ્યું.

થોડુંક આગળ જતાં ઉંદરની પત્નીએ એક ઝાડના થડમાં દર જોયું. તે એમાં ઘૂસી ગઈ. ઉંદર પણ ત્યાં આવી ગયો હતો. તેઓ એટલાં બધાં ગભરાઈ ગયાં હતાં કે પંદર મિનિટ સુધી



તો કાંપતાં રહ્યા. અંતે બધાં શાંત બન્યાં અને ભગવાનનો આભાર માનવા લાગ્યાં. તે મનમાં બોલ્યો કે, "ભગવાન, તું એવી શક્તિ કોઈને ન આપીશ કે જે બીજાને હેરાન કરે."

પછી બધાંએ ત્યાં જ ભોજન કર્યું અને પછી ત્યાં જ સૂઈ ગયાં. અચાનક ઉંદર જાગી પડ્યો. ત્યાં કોઈની કરુણ ચીસ સંભળાતી હતી. બહાર નીકળીને જોયું તો સવારવાળો ભૂંડ ઝાડ સાથે બંધાયેલો છે. તે રડતાં રડતાં મદદ માટે બૂમો પાડતો હતો.

ઉંદર ત્યાં ગયો અને બોલ્યો, "દાદા, તમારી આવી હાલત કોણે કરી?"

"અરે, શિકારીઓએ જાળ બિછાવી હતી, મને બચાવો." દુઃખનો માર્યો ભૂંડ બોલ્યો.

હિરણ્યકે ઈચ્છયું હોત તો જતો રહેત કેમ કે એ જ ભૂંડે સવારમાં બધાંને હેરાન કર્યાં હતાં. પણ તે સંકુચિત મગજનો ન હતો. તેણે વિચાર્યું કે વિપત્તિમાં પડેલો ગમે તે હોય એનું રક્ષણ કરવાનો પોતાનો ધર્મ છે. આ શરીર બીજાને મદદ કરવા, સેવા કરવામાં જેટલું વધુ કામ લાગે એમાં જ એની સાર્થકતા છે.

તે દોડીને એ ઝાડ પાસે જઈને પોતાની પત્ની અને બાળકોને બોલાવી લાવ્યો. બધાંએ મળીને ભૂંડનું બંધન કાપી નાખ્યું. તે ભૂંડને છૂટો કર્યો. ભૂંડની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તે વિચારતો હતો, જુઓ ઉંદરે મારો અપકાર ભૂલીને મારો જીવ બચાવ્યો. તે કેટલો મહાન છે?

ભૂંડે ઉંદરની પીઠ થાબડીને શાબાશી આપીને બોલ્યો કે, ‘‘શક્તિને લીધે હું ઉદ્ધત બન્યો. આજે મને સારો બોધ મળ્યો કે કોઈ નાનુંમોટું નથી.’’ હવે ભૂંડ કોઈને હેરાન કરતું નથી. પ્રતિજ્ઞા કરી છે કે હવેથી હું કોઈને હેરાન નહિ કરું.

# જ્યોતિષી શિયાળની કરામત

એક વખત ભાસુરક સિંહ પોતાના દરબારમાં બેઠો હતો. સભા ભરાઈ હતી. વાંદરો, શિયાળ, હાથી, ચિત્તા વગેરે સભ્યો પોતપોતાના આસન પર બેઠા હતા. ત્યાં જ દ્વારપાળ આવ્યો અને બોલ્યો, ‘‘મહારાજ, બહુ જ દૂરથી કોઈ જાનવર આપનાં દર્શન કરવા આવ્યો છે.’’

સિંહે અંદર આવવાનો આદેશ આપ્યો. દ્વારપાળ રીંછ એને લઈને અંદર આવ્યો. આગંતુક શિયાળ હતું. ગળામાં કાળા કાળા મોટા મણકાની માળા હતી. ભગવા રંગનાં કપડાં પહેર્યાં હતાં. કપાળમાં મોટું તિલક કર્યું હતું. પહેરવેશથી તો તે મોટો પંડિત દેખાતો હતો.



"કહો, આપનું આગમન કેમ થયું છે ? તમારું શુભ નામ શું છે? તમે શું કરો છો?" ભાસુરકે એનો વેશ જોઈને આસન આપતાં કહ્યું.

"મહારાજ, મારું નામ કુપ્પુ કપિલ છે. અહીંથી સાત જંગલ દૂર મારું ગામ છે. જંગલનું નામ અસ્થિબહુલ છે. અમારે ત્યાં દુકાળ પડ્યો છે. મારું કુટુંબ ભૂખે મરી રહ્યું છે. એટલે કમાણી માટે અહીં આવ્યો છું. મારો ધંધો જ્યોતિષનો છે. અસ્થિબહલનો રાજા મારા કહેવા પ્રમાણે જ કામ કરે છે. એટલે તેને દરેક કાર્યમાં સફળતા મળે છે."

સિંહ શિયાળની વાત સાંભળીને પ્રભાવિત થયો. હાથ જોડી પ્રણામ કરીને બોલ્યો, "પંડિતજી, મારો પણ હાથ જોઈને કંઈક બતાવો."

ભાસુરક ઘણો જ આળસુ હતો. તે પડ્યો પડ્યો ખાતો હતો. તે માનતો હતો કે મહેનત કરવાથી શું લાભ? નસીબમાં જે હશે તે જ મળશે. તે કપિલ પાસે એ જાણવા માગતો હતો કે

મને ધન અને સુખ મળશે કે નહિ?

શિયાળ પહેલેથી જ સિંહની ટેવ જાણતો હતો. એણે સિંહનો હાથ પકડયો. નાક પર ચશ્મા ચઢાવ્યા. ધ્યાનથી જોતો હોય એવો ઢોંગ કરીને બે ચાર મિનિટ સુધી મનમાં બબડ્યા કરીને માથું હલાવવા લાગ્યો. સિંહ ઉતાવળો બનીને બોલ્યો, "મહારાજ, જલદી કહો."

શિયાળ બોલ્યો, આપ તો પ્રજાપ્રેમી અને ઘણા ન્યાયી છો. પરોપકારી છો. બીજાને માટે બલિદાન આપવાવાળા છો. કુપ્પુએ પ્રશંસાનો પુલ બાંધવાનું શરૂ કર્યું.

સિંહ વખાણ સાંભળીને ફુલાઈ ગયો. તે પૂછડું હલાવી હલાવીને પોતાની પ્રસન્નતા વ્યક્ત કરવા લાગ્યો.

કુપ્પુએ મંત્રી-સેનાપતિ વગેરે માટે પહેલેથી જ જાણકારી મેળવી લીધી હતી. એણે રાજાનો હાથ જોઈને દરેકની સાચી વાત જણાવી. બધા મુગ્ધ બનીને સાંભળી રહ્યા હતા. બધા જ શિયાળના વખાણ કરવા લાગ્યા.

શિયાળ અચાનક અટકી ગયો. ભાસુરક વિચારવા લાગ્યો કે શું હશે ? તે બોલ્યો, "કહો, આગળની વાત જણાવો !"

"છોડો ને રાજા !" કહેતાં કુપ્પુએ રાજાનો હાથ છોડી દીધો અને ચશ્મા પણ ઉતારી દીધાં.

સિંહ ગભરાઈ ગયો. કોણ જાણે શું વાત હશે ? તે બોલ્યો- કહો, " શું વાત છે ?"

"વાત કંઈક એવી છે કે તમે વિશ્વાસ પણ કરો નહીં અને મારા પર ગુસ્સો કરશો. ભગવાન કરે કે એવું કંઈ પણ ન બને." શિયાળ ઉદાસ થઈને બોલ્યો.

"અરે ! જે કંઈ હોય તે નિશ્ચિંતતાથી કહો." રાજા બોલ્યો.

"શું બતાવું રાજા, વાત એમ છે કે તમારા રાજ્ય ઉપર

વિપત્તિ આવે એમ લાગે છે. જો તમારા રાજ્યમાં બે-ચાર દિવસમાં આકાશમાં ધનુષ્ય દેખાશે તો બહુ જ મુશ્કેલી આવશે. અરે ! મારા ભાગ્યમાં આ બધું જોવાનું જ લખ્યું હશે.'' એમ કહીને શિયાળ આંસું પાડવા લાગ્યો.

આ બધું સાંભળીને સિંહ ગભરાઈ ગયો. તે ધ્રુજતો ધ્રુજતો બોલ્યો કે આ બધામાંથી બચવાનો ઉપાય બતાવો.

''ઉપાય ! ઉપાય તો એક જ છે. પોતાના માથે હાથ મૂકીને વિચારતો હોય એમ બોલ્યો કે જેવું ધનુષ્ય દેખાય ત્યારે જંગલના બધાં જાનવરોને લઈને તમે નીકળી જાવ અને ઉત્તર દિશામાં ચાલ્યા જાવ. દશ માઈલ પછી જે જંગલ આવે ત્યાં રહેવું. ત્યાં તમારી ઉન્નતિ ઘણી સારી થશે. અહીંયાં કરતાં ત્યાં સુખ-સગવડ મળશે આખી સભા ભયભીત બની ગઈ. ''ઠીક, હવે હું જાઉં છું. તમારી મુસાફરી સફળ બને.'' એમ કહીને શિયાળ જવા માટે તૈયાર થયો.

ભાસુરકે ઊઠીને પોતાના ગળામાંથી કીમતી હાર કાઢીને શિયાળને પહેરાવી દીધો.

હરિ ૐ, હરિ ૐ કહેતો શિયાળ ત્યાંથી જવા માટે ઊભો થયો પણ બહાર મુશળધાર પડતો હતો એટલે સિંહે એને રાજ્યના મહેમાન બનવા જણાવ્યું. શિયાળને બીજું શું જોઈતું હતું. તે આનંદ સાથે તૈયાર થઈ ગયો. ત્યાં એનું સારું સન્માન થયું. પછી ખાઈ-પીને સૂઈ ગયો.

સંજોગો એવા બન્યા કે શિયાળ જ્યારે સૂઈને ઊઠ્યો ત્યારે આકાશમાં મેઘધનુષ થયું હતું. ખરેખર બન્યું એમ હતું કે બપોરથી વરસાદ બંધ થયો હતો પછી હળવો તાપ નીકળ્યો હતો. એટલે આકાશમાં મેઘધનુષ્ય બન્યું હતું. પણ જંગલનાં



ભોળાં જાનવરોએ ક્યારેય આકાશમાં મેઘધનુષ્ય જોયું ન હતું.

એટલામાં સિંહ ત્યાં દોડતો દોડતો આવ્યો. તેણે તરત જ ત્યાંથી ભાગી છૂટવાનું વિચારી લીધું હતું. સિંહે કપિલને પ્રણામ કર્યા અને તરત જ બધી જ પ્રજાને લઈને જંગલ છોડીને ચાલવા લાગ્યો.

કપિલ થોડી વાર સુધી એને જતાં જોઈ રહ્યો અને મોટેથી હસવા લાગ્યો. કેવો મૂર્ખ બનાવ્યો? ''જીવન હાથની રેખાથી નહિ, કર્મથી બને છે.'' તે મનમાં જ બોલ્યો.

તે વિચારવા લાગ્યો કે, ''જેઓ મહેનતમાં નહી પણ ભાગ્યમાં માને છે તેઓ જ જ્યોતિષની જાળમાં ફસાય છે અને એનું આવું જ પરિણામ આવે છે. મેં આજે મારો સ્વાર્થ પૂરો કર્યો.'' એમ કહીને શિયાળ જોરથી તાળી પાડીને નાચી ઊઠ્યો.

તે તરત જ દોડી જઈને પોતાના કુટુંબને ત્યાં લઈ આવ્યો, બધાં જાનવરોનાં ઘર સામાનથી તો ભરેલાં જ પડ્યાં હતાં એટલે તે વર્ષો સુધી આરામથી રહ્યો.

મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.